# સામર્થ્યની પ્રાપ્તિ

(દૈવી સામર્થ્ય પ્રાપ્ત કરવાની કુંચી)

જેઠાલાલ દેવશંકર [illegible] વૈદ્ય
[illegible] ઑફિસ
અમદાવાદ.

ભાગ્યોદયની ૧૭ મા વર્ષની ભેટ.

# સામર્થ્યની પ્રાપ્તિ.

દૈવી સામર્થ્યને પ્રાપ્ત કરવાના ઉપાયો. )




લેખક અને પ્રકાશક

**જેઠાલાલ દેવશંકર દવે વૈદ્ય.**

**તંત્રી ભાગ્યોદય.**

**ાગ્યોદય ઑફીસ અને દવે આયુર્વેદિક ફાર્મસી.**

**ીરોડ અમદાવાદ અને કાલબાદેવીરોડ મુંબાઈ**





**શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં**

જેઠાલાલ દેવશંકર દવેએ

પોતાને માટે છાપી પ્રસિદ્ધ કર્યું.

ખાડીયા--અમદાવાદ.





( સર્વાધિકાર સ્વાધિન )





પ્રથમ આવૃત્તિ પ્રત ૨૦૦૦ સને ૧૯૨૯ સંવત ૧૯૮૫




મૂલ્ય રૂ. ૧-૮-૦.

ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગૂજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો.


કાયદાનો શિક્ષક—ફોજદારી, રેવન્યુ અને દીવાની કાયદાઓનું જુથ રૂ.૧૫)
ભવિષ્યવેત્તા—ભુત ભવિષ્ય અને વર્ત્તમાનકાળનું જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ.૫)
ધનવાન—(વેલ્યુમ ૧ લું) ધન આપનાર હજારો પ્રયોગો. કીં. રૂ. ૧૦)
ધનવાન—(વો. ૨ જું) ધનપ્રાપ્તિના માર્ગો હુન્નર ઉદ્યોગ શિક્ષક રૂ. ૮)
માસ્તર ઑફ નોલેજ—અંગ્રેજી, બંગાળી, મરાઠી હિંદી, સંસ્કૃત શિક્ષક. રૂ. ૭)
હિંદુસ્તાનની તીર્થયાત્રા—આખા હિંદનાં ધામોની સંપૂર્ણ હકીકત રૂ.૭)
સ્વધર્મનિષ્ઠ દૈવીજીવન—ધર્મનિષ્ટ ૧૫૦ મહાન પુરૂષોનાં જીવન રૂ. ૬)
ત્રિકાળદર્શક દર્પણ—(વો. ૧ લું) કિંવા પ્રેતાવાહન વિદ્યા રૂ. ૫)
ચમત્કૃતિજ્ઞાનદર્શક દર્પણ—થોટરીડીંગ, યોગવિદ્યા મેસ્મેરીઝમ રૂ. ૫)
સ્ત્રીહિતશિક્ષક—ચંદ્રકાંતની આત્મકથારૂપે ૧૫૦ સતીઓનાં જીવન રૂ. ૪)
શ્રીમદ્ શંકરાચાર્ય—ચારિત્ર્ય કિંવા શંકરદિગ્વીજય સંપૂર્ણ જીવનચરીત્ર રૂ.૩)
શ્રીચરકસંહિતા—વો.૧લું. મૂળસહિત ભાષાંતર વૈદકનો પુરાતની ગ્રંથ રૂ. ૫)
મહાત્મા ગાંધી અને હિંદના નરરત્નોનાં જીવનચરીત્રો. રૂ. ૧–૮
રેવન્યુ અને ફોજદારી—૨૦ કાયદાઓનો સંગ્રહ (ચોથી આવૃત્તિ) રૂ. ૪)
વહુઠકુરાણી—ટાગોરકૃત નવલકથા ( સ્ત્રી ઉપયોગી ) રૂ. ૧॥
રાજાર્ષિ—ટાગોરકૃત નવલકથા ( બાળ ઉપયોગી ) રૂ. ૧॥
ગૃહિણીરત્નમાળા—ભા. ૧ લો અને બીજો—કૌમુદિનીની આત્મકથા. રૂ.૨॥
પરશિઅન નાઈટસ—અરેબીયનનાઈટસ જેવીજ રસીલી વાતોનો સંગ્રહ રૂ.૧)
એકાગ્રતા અને દિવ્ય શક્તિ—અધ્યાત્મ જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ. ૧)
આત્મજ્યોતિ—કિંવા બ્રહ્મદર્શન—તત્વજ્ઞાન સંબંધી ઉત્તમ પુસ્તક રૂ. ૧)
વૈદ યાને વૈદક—ભા. ૧–૨ વૈદકીય પુસ્તક; વૈદકના અનેક પ્રયોગો રૂ. ૧॥
દેશી વૈદુ—વૈદકનું ઉત્તમ પુસ્તક; વૈદકની શાસ્ત્રીય દવાનો સંગ્રહ. રૂ. ૧)

જેઠાલાલ દેવશંકર દવે, ખાડીઆ—અમદાવાદ.

# પ્રસ્તાવના

ભાગ્યોદયના ગ્રાહકોને દર વર્ષે ઉપયોગી ભેટ આપ-વી એવી ઇચ્છા મૂળથી છે. અને તે અનુસાર દરવર્ષે તત્ત્વ-જ્ઞાનનાં તેમજ વૈદકનાં પુસ્તકો ભેટમાં અપાય છે આ વર્ષે પણ તેવા ઉપયોગી પુસ્તકની યોજના કરવાની હોવાથી આ પુસ્તક તયાર થયું છે. સામર્થ્યની, બળની. આત્મ શકિતની વાતો તો ઘણા કર્યા કરે છે. પણ તે કેવી રીતે મેળવવું તેના ખરી કુંચી ઘણાના જાણવામાં હોતી નથી અને જાણવામાં હોય તો તેઓ તે પ્રમાણે વર્તતા નહિ હોવાથી સામર્થ્યથી રહિત રહે છે.

સસારમાં ઘણા મનુષ્યો આ સંસારના ત્રિવિધ તાપના સંતાપને પામે છે વ્યવહાર સાધતાં તેમાં નિષ્ફળતા મળ-વાથી નિરાશ થાય છે, જોઇતી વસ્તુ ન મળવાથી ચિંતા-તુર રહે છે, અને તે ચિંતાથી મુકત થવા અનેક પ્રયત્નો આદરે છે. પરંતુ તે પ્રયત્નોમાં જ્યારે નિષ્ફળતા મળે છે ત્યારે તે નિરાશ થાય છે આમન બને ત માટે મનુષ્યને દૈવી આશ્રય મેળવવાની જરૂર છે. આ દૈવી આશ્રય તે આત્મબળ. જેઓ આત્મબળ મેળવી શકત નથી, તેઓજ

વારંવાર નિષ્ફળતા મેળવે છે. એ આત્મબળ મેળવી શકનારાજ સર્વત્ર વિજય મેળવે છે.

એ આત્મબળ મેળવવા શું કરવું, દૈવી સામાર્થ્ય પ્રાપ્ત કરવા કેવા ઉપાયો યોજવા એ જાણવાની મનુષ્ય માત્રની ફરજ છે એ માટે આ પુસ્તકની યોજના થઇ છે. આ પુસ્તક વાંચતાં સમજાશે કે મનુષ્ય એ દુઃખમાં દિવસો ગાળવા સર્જાયલો નથી પણ સુખ મેળવવાજ સર્જાયો છે. એ સુખ તો તેને ત્યારેજ મળે કે તે દૈવી માર્ગે વળે. એ દૈવી માર્ગ બતાવવાનો આ પુસ્તકમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

માગ તરફથી તત્ત્વજ્ઞાન વિષયક દૈવી સામાર્થ્યને પ્રાપ્ત કરાવનાર વિષયો વારંવાર ભાગ્યેદયમાં આપવામાં આવે છે એમાંના કેટલાક વિષયો એકત્રિત કરી આ પુસ્તક રૂપે સંગ્રહીત કરેલા છે. અને પહેલેથી છેક અંત સુધી આ પુસ્તક વાંચી જવાથી, વિચારી મનન કરવાથી અને તેમાં બતાવેલા ઉપાયો આચારમાં ઉતારવાથી મનુષ્ય દૈવી સામર્થ્યને પ્રાપ્ત કરી શકશે એવી મારી ખાત્રી છે.

આ પુસ્તક ગ્રાહકોને ઉપયોગી જ થઇ પડશે અને તે વાંચકોને પ્રિય થઇ પડશે એવી આશા છે.

આવું ઉપયોગી પુસ્તક ભાગ્યોદયના ગ્રાહકોને આજે ભેટમાં મળે છે. આ પુસ્તકની કિંમત તેમાં સમા-

વેશ કરેલા વિષયો ઉપર આધાર રાખે છે. અને ગ્રાહકોને સંતોષ તો થશેજ કે તેમણે જે લવાજમ ભરેલું છે તેના કરતાં કાંઇક વધુ આ પુસ્તક તેમને આપશે.

આ પુસ્તક ઉપરાંત વદ્યોના **અનુભૂત પ્રયોગો** એ પુસ્તક પણ ગ્રાહકોને આ વર્ષે આ સાથેજ ભેટમાં મળે છે. આ બે પુસ્તકો વાંચતાં દરેક ગ્રાહકને સંતોષ થશે એવી અમને આશા છે.

ભાગ્યોદય ઓફીસ
ખાડીઆ—અમદાવાદ.
તા. ૧-૪-૧૯૨૯
ફાગણ વદ ૫, સં. ૧૯૮૫.

જેઠાલાલ દેવશંકર દવે વૈદ્ય.
તંત્રી ભાગ્યોદય.

---


# હિંદુસ્તાનની તીર્થયાત્રા

અને

## મુસાફરીનો ભોમીઓ.

આ પુસ્તકના અંદર હિંદુસ્તાનમાં આવેલાં હિન્દુ, મુસલમાન, જૈનો વિગેરેનાં યાત્રાનાં સ્થળો, ત્યાં કયે કયે રસ્તે જવાય છે બીજાં જોવા લાયક સ્થળો, વેપારની કઈ કઇ વસ્તુઓ દેશાવર જાય છે વિગેરે ઉપયોગી હકીકતો છે

સચિત્ર કીંમત ૭—૦—૦

ભાગ્યોદય ઓફીસ, અમદાવાદ અને મુંબાઈ.

# વિષયાનુક્રમણિકા

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો.

# ધનપ્રાપ્તિના માર્ગો

અને

# હુન્નર, ઉદ્યોગ, વ્યાપાર શિક્ષક

જેમાં ધનવાન થઇ શકાય તેવા હજારો હુન્નર ઉદ્યોગના, ખેતીવાડીના, દેદકના પ્રયોગો, વ્યાપારી શિક્ષણ, દેશપરદેશમાં બનતી વસ્તુઓની નાદેતી દેશપરદેશના વ્યાપારીઓના ડીરેકટરી વિગેરે વિષયો છે. ભાગ ૧૫ ભેગા છે. પાન ૬૫૦ કીંમત રૂ. ૮-૦-૦ આ પુસ્તકમાં આવેલા પ્રયોગોમાંથી માત્ર એકજ પ્રયોગ સિદ્ધ કરી લેવાથી હજારો રૂપીયા કમાઇ શકાય છે. હાલ તરતમાં રૂ ૫)માં મળશે.

**ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળના વાત જાણવી હોય તો**

# ભવિષ્યવેત્તા (ચોથી આવૃત્તિ)

**યાને ભવિષ્ય જાણવાની વિદ્યા**-જે પુસ્તક ઉપરથી દરેક માણસ ભવિષ્યમાં શું બનશે તે જોઇ અને જાણી શકશે. તેમાં જ્યોતિષશાસ્ત્ર, રમળશાસ્ત્ર, સ્વરોદય શાસ્ત્ર, જન્મોતરી બનાવવાની રીત, તે જોવની રીત વગેરે; ભાગ્યોદય, દાસપણું, બંદીખાનું, રોગ, સ્ત્રી સુખ, લગ્નનું સુખ, પ્રજાનું સુખ, જીંદગીનું સુખ, શરીરનું સુખ, અકસ્માત ધનપ્રાપ્તિ, રાજ્યલક્ષ્મી, વાહનનું, મકાનનું; વિદ્યાનું સુખ દુઃખ ક્યારે મળે વિગેરે જોવાની રીત. ધંધામાં લાભ થશે કે કેમ, વગેરે ભવિષ્યની વાત જોવાની રીત. કીં. રૂ. ૫). અનેક અભિપ્રાયો મળ્યા છે. જુજ નકલો છે આજેજ મંગાવો રૂ. ૪).

**વહુઠકુરાણી:**—સર રવિન્દ્રનાથ ટાગોરકૃત સ્ત્રીઉપયોગી અત્યુત્તમ બોધક અને રસીક નવલકથા, કીં. રૂ. ૧-૮.

**ભાગ્યોદય ઓફીસ, રીચીરોડ—અમદાવાદ.**

વૈદ્યરાજ જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો

**પાંચસો રૂપીયા ખર્ચતાં ન મળે તે પુસ્તક**

**માત્ર રૂ. ૧૫ માંજ**

# કાયદાનો શિક્ષક (ચોથી આવૃત્તિ)

જેની અંદર નીચે પ્રમાણે ફોજદારી, રેવન્યુ અને દીવાની ૧૨૪ કાયદાઓ આપેલા છે. જેની હજારો નકલો થોડાજ વખતમાં ખપી ગઇ છે. કાયદાનું જ્ઞાન દરેક માણસે મેળવવું જોઇએ. આ પુસ્તકને માટે કલેકટરો, હાઇકોર્ટ જડજો, સેશન જડજો, માજીસ્ટ્રેટો, દીવાનો, સરસુબા વીગેરે અનેક વિદ્વાનોના હજારો અભિપ્રાયો મળ્યા છે. કીં. રૂ. ૧૫–૦–૦ છે.

**ફોજદારી કાયદા**–ક્રિમિનલ પ્રોસીજરકોડ ટીકા સાથે; ઇન્ડીઅન પીનલકોડ ટીકા સાથે, ડીસ્ટ્રીકટ પોલીસએકટ, ડબા એકટ, રેલ્વેનો એકટ, આબકારી એકટ, મ્યુનીસીપલ એકટ, પુરાવાનો કાયદો, કંપનીનો એકટ વીગેરે.

**દીવાની કોર્ટના કાયદાઓ**–સીવીલ પ્રોસીજરકોડ (પુરેપુરો) મુદતનો કાયદો, હિંદુ લો–કરારનો કાયદો, મુસલમાની સરેહ, કોર્ટફીનો એકટ, સ્ટામ્પ ડયુટીનો કાયદો, પારસીઓના વારસાનો કાયદો, દસ્તાવેજોના નમુના, ફોજદારી અને દીવાની કોર્ટની અરજીઓના નમુના.

**રેવન્યુ અને મુલકી કાયદાઓ**–લેન્ડ રેવન્યુકોડ, ( પુરેપુરો અગત્યની નોટ સાથે) મામલતદારોની કોર્ટોનો એકટ, નરવાનો કાયદો, તાલુકદારોનો કાયદો વીગેરે.

આ પુસ્તકમાં આપેલા કાયદા છુટા છુટા ખરીદવાથી બસો ઉપરાંત રૂપીઆ ખર્ચ થાય તેમ છે, નવી આવૃત્તિની કીંમત માત્ર રૂ. ૧૫–૦–૦ હાલ તરતમાં રૂ. ૧૨).

**ઓફીસ, રીચીરોડ–અમદાવાદ.**

# સામર્થ્યની પ્રાપ્તિ

## પ્રકરણ ૧ લું.

### સર્વ સામર્થ્યવાન ગુપ્ત શકિતની પ્રાપ્તિ.

મનુષ્ય માત્રે સમજવું જોઇએ કે: તેનામાં એક એવી આશ્ચર્યકારક સર્વ શકિતમાન શકિત રહેલી છે કે: તે શકિતને જે પોતાનામાં પ્રકટાવી શકે. તે સદા નિર્ભય અને વિજયી થઇ શકે. એ શકિતના પ્રતાપથી તે અજર અને અમર થઇ શકે તેમ છે. આ શકિત પાસે શત્રુઓનું બળ ફાવી શકતું નથી, સાહસ અને વીરતા એ તેના ગુણો છે. ઇચ્છેલી વસ્તુને પ્રાપ્ત કરવાનું તેનામાં સામર્થ્ય છે. જેઓ આ શકિતને પોતાનામાં પ્રકટાવી શકે છે તેમનાં દુઃખ અને દારિદ્રય ચાલ્યાં જાય છે. તેનીજ જગ્યા સુખ, શાન્તિ અને સામર્થ્ય લઇ બેસે છે.

આ શકિત મેળવવા કેટલાક બહાર ફાંફાં મારે છે પણ તે બહાર નથી, બીજા મનુષ્યોના આશ્રયથી તે મળતી નથી. તે શકિત તમારી હૃદયગુહામાં છે, તે મેળવવા માટે બહાર ફાંફાં ન મારવાં આ શકિત

મનુષ્ય માત્રામાં હોવા છતાં તેનો સર્વ કોઇ અનુભવ કરી શકતા નથી. કારણ કે તે તેના અનેક પ્રકારની પાશવિક વાસનાઓ, માનસિક તર્ક વિતર્કો, સ્વાર્થી જીવન અયોગ્ય આચાર વિચારના પડ નીચે ગુપ્ત છે, જેમ બદામનું ઉપરનું કાષ્ટમય પડ હોય છે ત્યાં સુધી અંદરની બદામ પ્રાપ્ત થતી નથી. પણ બદામ મેળવવા ઉપરનું કાષ્ટમય પડ ભાગી નાંખી અંદરથી બદામ કાઢવી જોઇએ, તેમ મનુષ્યે આ અપ્રતિમ સામર્થ્યવાળી શકિત મેળવવા માટે તેની આસપાસ ફરી વળેલું અશુભ વાસનાઓ, સ્વાર્થી વિચારો, લાલસા, વિગેરેનું પડ કાપી નાંખી અંદરના પ્રકાશનો અનુભવ કરવો જોઇએ.

જેમકે તત્વજ્ઞાની થવુ હોય જેમને યથાર્થ શાંત અને ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવુ હોય, તેમણે નારીયેળનું કોપરૂં મેળવવા જેમ ઉપરની કાચલી ફોડી નાંખવી પડે છે તેમ અશુભ આચાર વિચારોનું, અને ક્ષુદ્ર વાસનાઓના પડનો ત્યાગ કરવો ઘટે છે. વ્યવહારમાં જણાતાં વિષયો i સુખ એ આપણી ગુપ્ત શકિતના પ્રતિબિંબ રૂપ છે. એ સત્ય સુખ નથી જેમ દર્પણમાં જોયેલું પ્રતિબિમ્બ મિથ્યા છે, તે સત્ય સ્વરૂપ નથી તેમ આ બહારથી જણાતું સુખ ક્ષણિક છે, સત્ય નથી.

મનુષ્યે આ ઉપર ઉપરનુ વ્યવહારનું ક્ષણિક સુખ જોઇ તેમાં લોભાવું નહિ, તેમાં રચ્યા પચ્યા રહી સત્ય સુખ મેળવવાનું ભુલવું ન જોઇએ. તેણે સત્ય સુખ મેળવવા માટે પોતાનામાં રહેલી અનંત ઐશ્વર્યવાળી ગુપ્ત શકિતને પોતાનામાં પ્રકટાવવા દ્રઢ પ્રતિજ્ઞા કરવી, આજથીજ પ્રયત્ન કરવો. જીવનના વાસ્તવિક સુખનો અનુભવ કરવા અશુભ વાસનાઓ ત્યાગ કરી ઇશ્વરના નિયમાનુસાર ચાલવા યત્ન કરવો. તેથી મનુષ્ય પોતે પોતાનામાં આ ચમત્કારિક ઇશ્વરીય શક્તિને

જોઇ પવિત્ર, શાંત, બળવાન અને બુદ્ધિમાન બની શકશે, અંતે જીવ-ન્મુક્તના આનંદનો લાભ મેળવશે.

દરેક કાર્યમાં ઇશ્વરની સહાય માગવી, ઇશ્વરની શક્તિ આપણામાં રહેલી છે તેમ દઢ શ્રદ્ધાપુર્વક માનો તેની મરજી પ્રમાણે જીવન ગાળવું. જે કૃત્યથી આ શક્તિ અપ્રસન્ન રહે તેવુ કૃત્ય કરવુ નહિ, તે અમુલ્ય શક્તિના આસપાસ સ્વાર્થમય જીવનથી, અયોગ્ય વાસનાઓથી, અશુભ વિચાર અને આચારોથી જે મેશ રૂપી પડ ચઢી ગયું હોય તે પડ ઘસી નાંખતા રહેવુ, અને અંદરનો પ્રકાશ આપણામાં પ્રકટાવવા યત્ન કરવો. ઇશ્વરના ભરોસે તેના ઉપર શ્રદ્ધા રાખી ચાલવાથી તેના નિયમોનું પાલન કરવાથી મનુષ્યની પ્રવૃત્તિ પાપમય આચાર વિચારોથી દુર રહે છે પછી તે કાંઇ પણ પાપમય કર્મ કરી શકતો નથી, અને જેમ જેમ તેનુ મન પાપમય કૃત્યોથી પાછું હટતુ જાય છે. તેમ તેમ તે દુઃખમાંથી બચી સુખ, અને શાંતિનો અનુભવ કરતો જાય છે.

મનુષ્યને જેમ જેમ ઇશ્વરીય શક્તિનો અનુભવ થાય છે. જેમ જેમ એ દેવી જ્યોતિનો તેનામાં પ્રકાશ થાય છે તેમ તેમ તેનો શોક અને પશ્ચાતાપનો અગ્નિ બુઝાતો જાય છે. ને પછી હંમેશાં શુભ કર્મો કરે છે, તેની દિવસે દિવસે ઇશ્વરઉપર દઢ શ્રદ્ધા જામે છે, તેને તે પછી પોતાનામાં સંદેહ ઉપજતો નથી, અને તેના આનંદમાં પણ કદી વિક્ષેપ પડતો નથી પછી તેને પોતાની પાછલી વાતો સાંભળી પશ્ચાતાપ થતો નથી, ગત વાતનું તે વિસ્મરણ કરે છે, ભવિષ્યની તેની ચિંતા હોતી નથી, તે પછી તે હંમેશા વર્ત્તમાન કાળમાં જ રહે છે. અને તેમાં જ સુખ અને આનંદનો અનુભવ કરે છે.

ઘણા મનુષ્યો વર્ત્તમાન કાળમાં સુખી હોય છે, તેને કાંઇ એવું હોતું નથી કે જે તેને ચિંતા ઉપજાવે, આમ છતાં દેખાદેખી કે પડી

ગયેલા સ્વભાવથી તે પોતાના જન્મની પાછલી વાતો સંભાળી શોક કરે છે, ભવિષ્યમાં શું બનશે કદાચ દુઃખ આવશે તો એમ માની ચિંતાતુર રહે છે, પાછલી અને ભવિષ્યની વાતો કરી, ગયેલા અને બનવાના વિચારો કર્યા કરી ચિંતાતુર રહે છે; આથી તે વર્તમાન-કાળના સુખને બહુ ભોગવી શકતા નથી, અને આખો દિવસ ઉદાસ મને આવી પડનાર વિપત્તિને સંભાળી ચિંતાતુર અને દુઃખી બની રહે છે. આથી તેને ઇશ્વરીય સુખનો અનુભવ થતો નથી.

મનુષ્ય સ્વભાવથી જ વિલાસપ્રિય હોય છે. અને તેથી તે પોતાની વાસનાઓ અનુસાર વસ્તુઓ મેળવવા યત્ન કર્યા કરે છે, અને એ વાસનાઓ જ તેને સુખને બદલે દુઃખ પ્રતિ ઘસડી જાય છે. તે પ્રાપ્ય મનુષ્યસામર્થ્યને લઇ અહંકારી બને છે. અને તે પૈસાને લીધે, સત્તાને લીધે કે એવાજ કોઇ કારણને લઇ અહંકારી બની અન્ય પ્રતિ તિરસ્કાર ભર્યું વર્તન ચલાવે છે એથી તે પોતાને ભલે સુખી માને પણ અન્યની દ્રષ્ટિમાં તો તેના પ્રતિ નો અભાવ જ હોય છે આ વિશ્વમાં ઇશ્વરીય સામર્થ્ય કરતાં બીજું કોઇ સામર્થ્ય મહાન નથી. રાજ્યવૈભવ, સત્તા સર્વ તેના આગળ નજીવાં છે, જેણે ઇશ્વરીય સામર્થ્ય મેળવ્યું હોય છે તે અભિમાની ન થતાં નમ્ર બને છે, વિવેકી બને છે, સર્વ પ્રતિ પ્રેમભાવ રાખનારો હોય છે. જ્યારે આ જગતમાં વ્યવહારિક સામર્થ્ય મેળવનારો પોતાના ક્ષણિક સામર્થ્યને લીધે અંધકારમાં ફસાઇ બીજાને હલકા માનવા લાગે છે અને તેના પરિણામે તેને આખરે પસ્તાવું પડે છે, તે અન્ય મનુષ્યોના યથાર્થ પ્રેમને મેળવી શકતા નથી.

જ્યારે આત્માની વાસનાઓ તૃપ્ત થાય છે, અને તે અહંકારના દુષ્પરિણામને ભોગવે છે ત્યારે પછી જ તે ઇશ્વરના આજ્ઞાનુસાર ચાલવાની ઇચ્છા કરે છે. મનુષ્ય પોતાનામાં રહેલા આ આત્મજ્યોતિની

આસપાસ અહંકારી બની ઘોર અંધકાર છાયી દે છે. જેમ અહંકાર વધારે તેમ આત્મજ્યોતિની આસપાસની મેશ વધી અંધકારનો પડદો જાડો થતો જાય છે એટલે ઇશ્વરીય શક્તિનો પ્રકાશ તેનામાં પ્રકટ થઇ શકતો નથી, જેમ જેમ અહંકાર મટતો જાય છે તેમ તેમ એ અંધકાર ઓછો થાય છે. અને જ્યારે મનુષ્ય બીલકુલ અહંકારનો નાશ કરે છે ત્યારે જ તેના આત્માની જ્યોતિનો પ્રકાશ તેનામાં પ્રકટે છે.

આપણે મનુષ્યોમાં ઘણાને સુખી અને ઘણાને દુઃખી જોઇએ છીએ. મનુષ્ય જ્યારે દુઃખી હોય છે. ત્યારે તે બીજાને દોષ દે છે. કે અમુક માણસને લીધે મ્હને દુઃખ પડે છે. પણ તેની આ વાત માનવા જેવી નથી. મનુષ્ય પોતાના અંતરમાં વ્યાપેલા દોષને લીધેજ દુઃખી થાય છે. જો તે અન્યને દોષ દેવાનું છોડી દે. દુઃખનું કારણ પોતાનામાં રહેલા દોષોને શોધી કાઢી તેનો ત્યાગ કરે અન્ય પ્રતિના દ્વેષનો ત્યાગ કરે, બુદ્ધિમાન થઇ સર્વ પ્રતિ સમભાવ રાખતાં શીખે તો તે અનેક વિપત્તિઓનો ત્યાગ કરી શકે છે. જ્યારે તે અન્ય પ્રતિના રાગદ્વેષનો ત્યાગ કરી અહંકારને ત્યજી દે છે ત્યારે તે સુખી જીવન ગાળી શકે છે.

મનુષ્યને વ્યવહારમાં અનેક પ્રકારના કલેશ. અને દુઃખ વેઠવાં પડે છે. ઘણાને તેનો અનુભવ થાય છે. એ સર્વ આપણામાં દોષ છે એજ બતાવનાર છે. સુખ મેળવવું એ આપણા હાથમાં છે, જ્યાં સુધી આપણામાં અહંકાર છે. સ્વાર્થી સ્વભાવ છે. આપણે અન્યને આપણા કરતાં હલકા નીચ, માનીયે છીએ, આપણો સ્વાર્થ સાધવા અન્યને દુઃખી કરતાં સંકોચાતા નથી, ત્યાં સુધીજ આપણાં દુઃખ અને દારિદ્રય જવાનાં નથી.

મહાપુરૂષોમાં અંતરસ્થ દૈવીશકિત જાગ્રત થયેલી હોય છે, વ્યવહારના ધન વૈભવો તેમની પાસે હોતા નથી, રાજમહેલોમાં તેઓ રહેતા નથી, નોકર, ચાકર, ગાડી, વાડી વજીફા, સત્તા, પાવર, અધિકાર કશું તેમની પાસે હોતું નથી એમ છતાં તે વ્યવહારના રાજ્ય સત્તાધિશો, સત્તા, અધિકાર. પૈસા, મહેલો, વૈભવોવાળા કરતાં વધુ સુખી અને વધુ આનંદી હોય છે. જે સુખ અને શાંતિનો અનુભવ રાજમહેલમાં વસતા રાજ્યસત્તાધિશને હોતો નથી તે સુખ તે પોતાની પર્ણકુટિમાં રહી ભોગવે છે. મહાપુરૂષો પાસે જે હોય છે તે સવ મેળવવાનું મહાપુરૂષોને સામર્થ્ય હોય છે પણ તે મેળવવાની તેમની વૃત્તિ નથી. અમૂલ્ય શકિત દૈવી પુરૂષો પાસે હોય છે. અને તેથી તેમનામાં સ્વાર્થનો અંશ સરખો પણ હોતો નથી. તે સ્વાર્થ છોડી પરોપકારમય જીવન ગુજારે છે. વ્યવહારનાં પ્રાણિ પદાર્થ ઉપર તેમનો પ્રેમ હોય છે. ઇશ્વરીય મહાન ગુણો તેમનામાં જાગ્રત થયેલા હોય છે, જ્યાં સ્વાર્થ નથી ત્યાં સુખ છે. જેમણે સ્વાર્થનો ત્યાગ કર્યો હોય છે તેમને માટે મોક્ષનાં ધામ ઉઘાડાં છે. અને તેઓજ અનન્ત સુખ અને અનન્ત શાંતિને મેળવી શકે છે.

જો તમારે ઇશ્વરીય શકિતને તમારામાં પ્રકટાવવી હોય તો પ્રથમ તમારે સ્વાર્થ છોડવો ઘટે છે. તમારે ઇશ્વરના સાચા ભકત બનવું જોઇએ. ઇશ્વરમાં લિન થવું જોઇએ, તમારે તમારા વ્યવહારિક સુખ, સ્વાર્થ, વાસના દુરાચારોનું ઇશ્વરને બલિદાન આપવું જોઇએ, અહંકાર અને સ્વર્થીપણાને તમારે ઇશ્વરીય હવનમાં હોમી, દેવાં જોઇએ, જ્યાં સુધી મનુષ્ય સ્વાર્થી હોય છે, અહંકારી હોય છે, ત્યાં સુધીજ તે દુઃખી છે, જો તે આ બેનો ત્યાગ કરે તો જરૂર તે અનંત સુખ, અને શાંતને મેળવે.

મનુષ્ય માત્રે પોતાના જીવનનો શો ઉદ્દેશ છે તે જાણવું જોઇએ. તેમણે જન્મ લઇ મ્હોટા થઇ આળસુ થઇ પડી રહેવાનું નથી તેમ મહેનતુ બની ધન અને પ્રતિષ્ટા પ્રાપ્ત કરવા અને તે મેળવવામાં જ આયુષ્ય પુરૂ કરવું એવો તેના જીવનનો ઉદ્દેશ નથી, પણ ખરી રીતે તો મનુષ્યે સત્યસુખ, ખરી શાંતિ, અને ઇશ્વરીય જ્ઞાનને પ્રાપ્ત કરી અને મોક્ષ દ્વારમાં પ્રવેશ કરી અનંત ઐશ્વર્યશાળી જીવનનો અનુભવ કરવો એજ ઉદ્દેશ છે. જો કોઇ અપવિત્ર મનુષ્ય પણ નિશ્ચય કરે કે, મારે પવિત્ર જીવન ગાળવું છે તો તે પવિત્ર બની શકે છે. જો નિર્બળ મનુષ્ય ધારે કે મારે બળવાન થવું છે તો તે બળવાન બની શકે છે. જો અજ્ઞાની મનુષ્ય નિશ્ચય કરે કે મારે જ્ઞાન પ્રાપ્ત કવવું છે તો તે જ્ઞાની બની શકે છે. મનુષ્યનામાં એવું ગુપ્ત બળ છે કે તેનો આશ્રય ગ્રહણ કરી તે જે કાંઇ ઇચ્છે છે તે મેળવી શકે છે. આવા ઇશ્વરીય બળને પ્રાપ્ત કરવાની માત્ર તેણે દૃઢ ઇચ્છાજ કરવી ઘટે છે.

મનુષ્ય પોતે પોતાના પ્રયત્નથી જ સુધરી શકે છે, પોતાના દૃઢ નિશ્ચય વડે સતત પ્રયત્નમાં વળગ્યા રહેવાથી તે ઉચ્ચ જીવનને પ્રાપ્ત કરી શકે છે. તેણે અન્યને ભરોંસે રહી નિર્બળ બનવું ન જોઇએ, વગર પ્રયત્ને તે પ્રારબ્ધને ભરોંસે કે ઇશ્વર આપણા આંગણામાં નાંખી જશે એવી આશાથી આળસુ બની બેસી રહેવાથી કાંઇ મળતુ નથી, એક માણસને ઘર કરવું હોય અને જમીન રાખી બેસી રહે, ઇશ્વર ઘર બનાવી દેશે એમ કહે અને પ્રયત્ન ન કરે તો ઘર નહિ બને. પણ જો તે જાતે પ્રયત્ન કરે તોજ ઘર બનાવી શકે. ઇશ્વર તમારામાંજ છે. તમે તેની શકિતને તમારામાં પ્રકટાવો, અને તે શકિતવડે પ્રયત્ન કરો જેવી રીતે ઘરમાં ઈંટો ચુનાની જરૂર પડે

છે. એક ઈંટ ઉપર બીજી ઈંટો ગોઠવવી પડે છે. તેમ તમારે પણ ઉચ્ચ જીવન ગાળવા શુભ વિચાર ઉપર ગોઠવ્યે જવા. સતત શુભ ચિંતન કર્યા કરવું. તેમાં ઈંટોને ખાડા ટેકરા વાળી હોય તો છોલી પાંસરી કરવી પડે છે. તેમ તમારા શુભ વિચારમાં અશુભવિચાર પ્રવેશ ન કરે. સ્વાર્થી વિચાર આવી જતા હોય તો તેને દૂર કરતા જાવ, અને શુભ કર્મ કર્યા કરો, તો તમારૂં જીવન ઉચ્ચ સુખમય બનશે, તમારા અંતરાત્માની આજુ બાજુ ફરી વળેલ વાસનાઓ અને સ્વાર્થી અંશોના વાદળો હઠાવતા જાવ જેથી તમારામાં ચૈતન્ય જ્યોતિ પ્રકટ થતી અનુભવાશે.

પ્રયત્ન, સાવધાનતા, અખંડ ઉદ્યોગ, સાહસ, અને ઉત્સાહથી મનુષ્ય વ્યવહાર અને પરમાર્થ ઉભય સાધી શકે છે. ઉદ્યમ વગર અધ્યાત્મિક ઉન્નતિ થતી નથી, તેમ વ્યવહાર પણ સધાતો નથી. પણ જ્યાં ઉદ્યોગ અને ઉત્સાહ છે, ત્યાં સર્વ કાંઇ સિદ્ધ થઇ શકે છે. કયારે મનુષ્ય પોતાના આત્માના વાસ્તવિક સ્વરૂપને ઓળખે છે ત્યારે તેનામાં એવી શકિત પ્રકટ થાય છે કે જે વડે તે સર્વ કાંઇ પ્રાપ્ત કરી શકે છે. આ શકિત પ્રાપ્ત થતાં દરેક પદાર્થનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને તેને અનન્ત શાંતિ પણ પ્રાપ્ત થાય છે.

જે સુખને પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેને જાતે સુખ શોધવું પડે છે તેણે પ્રત્યેક ખરાબ વાસનાને અને પ્રત્યેક કુકર્મને છોડવાં જોઇએ. અને સદા ઉચ્ચ આચાર અને વિચારનું સેવન કરવું ઘટે છે.

મનુષ્યોને પ્રાપ્ત વસ્તુથી સંતોષ થતો નથી, તેને એક વખતે ધારેલી એક વસ્તુ મળે છે તેને ભોગવે છે. વળી તેના ઉપરનો મોહ ઉતરી જતાં ત્રીજી વસ્તુ મેળવવા મથે છે. મનુષ્ય જે જે જુવે છે તે તે નવી વસ્તુ મેળવવાને તેને મન થાય છે. એ પ્રકારે તેને નવું

નવું મેળવવું ગમે છે, અને મળેલી વસ્તુ પ્રતિની પ્રિતિ કમ થતી-જાય છે. આમ મહેનત કરે છે. દેશ પરદેશ મુસાફરી કરે છે તે વસ્તુઓ મેળવે છે, છતાં તેને તેથી શાંતિ કે સુખ મળતું નથી, તે તો સદા અસંતોષી નિરાશી અને દુઃખીજ રહે છે તેની ઇચ્છા કદી કશી વસ્તુથી વિરામ પામતી નથી. ધારેલી વસ્તુ મળેથી તેને સુખાનુભવ થતો નથી. તે શરૂઆતમાં સાદી વિદ્યા ભણી સારી નોકરી કરવાની ઇચ્છા રાખે છે. ઉંચી નોકરી મળે તો તેમાં પગાર વધવાની સત્તા મેળવવાની ઇલ્કાબ મેળવવાની આશા વધ્યાંજ કરે છે, તે શરૂઆતમાં નાનો ધંધો કરતો હોય છે, તો તે ધંધામાં વિજય મેળવવા ઇચ્છે છે, નોકરનો શેઠ થવાની ઇચ્છા રાખે છે, સ્ત્રી મળવાની ઇચ્છા, સ્ત્રી મળે તો પ્રજાની આશા રાખે, પ્રજા થાય તો તેની પ્રજા જોવાની ઇચ્છા રાખે છે. ઘર મેળવવાની ઇચ્છા, વતન વધારવાની ઇચ્છા, આવકનાં સાધનો વધારવાની ઇચ્છા, એમ એક ઇચ્છા પૂરી થતાં પણ તેને તેનાથી સંતોષ કે સુખ થતું નથી. કારણ કે આ બધી વસ્તુઓ મેળવી સુખ મેળવવાની આશા રાખવી એ તો ફાંફાં છે, ઝાંઝવાંના જળથી તરસ છીપાવવાની આશા રાખવા જેવું છે.

મનુષ્ય જ્યાં સુધી બહારની વસ્તુઓ મેળવી સુખી થવાની આશા રાખે છે અને પોતાના અંતરમાં રહેલી આત્મજ્યોતિના સુખની અવગણના કરે છે. ત્યાં સુધી તેને સુખ મળતું નથી. જ્યાં સુધી તે પોતાનું જીવન પાપ રહિત આચરણથી દૂર રાખતો નથી. પોતાની અંદર રહેલા સત્યને શોધતો નથી ત્યાંસુધી તેને સુખની ઘડી આવતી નથી. જ્યારે તેને અંદર રહેલા સામર્થ્યને પ્રકટાવવાની કળા હાથમાં આવે છે, અને તે વડે અંતરમાં રહેલા સુખને તે મેળવી શકે છે

ત્યારેજ તેની બહારના વિષયોમાં સુખબુદ્ધિ નષ્ટ થાય છે.

જે મનુષ્યને શાંતિ, સુખ, આનંદ મેળવવાં હોય તેણે હંમેશાં શાંત અને આનંદી બનવું. તે જો બીજાનો પ્રેમ મેળવવાની ઇચ્છા રાખતો હોય તો તેણે બીજાના પ્રતિ પ્રેમ રાખવો, જો તેણે દુઃખમાંથી મુક્ત થવું હોય તો તેણે બીજાને દુઃખ આપવાની વૃત્તિનો ત્યાગ કરવો, જો મનુષ્ય પોતાના આત્માની અંદર બેસી શોધ કરે તો તેને આત્મોન્નતિની સંપૂર્ણ સામગ્રી મળી શકે છે. અને આત્મોન્નતિ કરવાનું સર્વ બળ પોતે પોતાનામાં પ્રકટાવી શકે છે.

જ્યાં સુધી મનુષ્ય જાતે સુધરી શકતો નથી ત્યાં સુધી તે બીજાને સુધારી શકતો નથી, બીજાને સુધારવાની ઇચ્છા રાખનારે પોતે પ્રથમ સુધરવું, પ્રથમ પોતે સદ્ગુણી થઇ બીજાને ઉપદેશ આપવાથી તે ઉપદેશની અસર બીજાના ઉપર સરસ થાય છે. અત્યારે સુધારાવાળા અસહકારીઓ ઘણી બાબતમાં નિષ્ફળતા મેળવે છે તેનું કારણ એ છે કે તે પોતે અન્યને જે પ્રમાણે વર્ત્તવાનો ઉપદેશ આપે છે તે પ્રમાણે જાતે વર્ત્તતા નથી, એટલે જ તેમના ઉપદેશની અસર અન્ય ઉપર થતી નથી, મનુષ્ય અન્યને પવિત્ર જીવન ગાળવાનો, પ્રેમી થવાનો આનદી રહેવાનો સ્વાર્થનો ત્યાગ કરવાનો, ઉપદેશ આપતો હોય પણ જ્યાં સુધી તે પવિત્ર, પ્રેમી; આનંદી, નિઃસ્વાર્થી બનતો નથી, ત્યાં સુધી તેના ઉપદેશની અસર અન્યના ઉપર થતી નથી એ ચોક્કસ છે.

જે મનુષ્યો દૃઢ શ્રદ્ધા પૂર્વક એમ માને છે કેઃ આપણા પોતાનામાંજ ઇશ્વરતત્ત્વ વ્યાપક છે, અને તેને બહાર શોધવાનાં ફાંફાં છોડી આપણા અંતરમાં શોધવાનો યત્ન કરવો જોઇએ તો પછી તે મનુષ્ય ઇશ્વરને માટે તર્કવિતર્ક કરવાના છોડી દે છે. વાદવિવાદ

કરવાના સ્વભાવવાળા મનુષ્યો ઇશ્વરતત્વના અંશથી દૂર હોય છે. જ્ઞાન માત્ર પોપટિયું જ હોય છે. ઇશ્વરની દૈવી જ્યોતિને જે પોતાનામાં પ્રકટાવી શકે છે. તે સઘળા શાંત, પ્રેમી, સર્વ પ્રતિ સમભાવ રાખ-નારા, આનંદી, પ્રકાશિત, પવિત્ર હૃદયવાળા, અને સદા શુભ આચાર વિચારનું સેવન કરનારા હોય છે. તેમને વાદવિવાદ કરવાની ઇચ્છા જ હોતી નથી. શત્રુ, મિત્ર તેને એક સરખા જણાય છે. રાગદ્વેષ તેમને હોતો નથી. નમ્ર અને વિવેકી બની અહંકાર, ક્રોધ, કામ, લોભ, મોહ ઉપર જય મેળવી સદા ઇશ્વરાનંદમાં મસ્ત અને સુખી રહે છે. તમે પણ આ અમૂલ્ય ઇશ્વરીય તત્વને મેળવવા આજથી જ યત્ન આદરો સર્વ ધર્મનાં શાસ્ત્રોએ એ તત્વને મેળવવા માટેનાં દ્વાર ઉઘાડાં મૂકેલાં છે તે દ્વારમાં પ્રવેશ કરી યથાર્થ સુખને મેળવો.



ભાગ્યોદય ઓફીસ અને દવે ફાર્મસીની
મુંબાઈમાં શાખા.
કાલબાદેવીરોડ નં ૩૮૯ મહાજનવાડી સામે મુંબાઈ
મુંબાઇના ગ્રાહકોએ—પુસ્તકો અને દવાઓ માટે
મુંબાઇ અમારી શાખામાં તપાસ કરવી

## પ્રકરણ ૨ જું

### સુખી અને આનંદી જીવન

મનુષ્ય માત્ર સુખી જીવન ઇચ્છે છે. સંસારિક પદાર્થો મળવાથી સુખ મળશે એમ ઘણા માને છે પણ ખરી રીતે દ્રવ્યાદિ પદાર્થો મળવા છતાં ઘણાને સુખનો અનુભવ થતો નથી. જે મનુષ્યોની પાસે સારૂ દ્રવ્ય હોય, મહેલો, નોકરો સર્વ હોય છતાં પણ તેવા મનુષ્યોને દુઃખનાં રોદડાં રડતાં જોઇએ છીએ, કેટલાક પાસે પૈસા હોતા નથી, રહેવાનું ઘર પણ હોતું નથી છતાં મસ્ત,આનંદી, નિશ્ચિંત અને સુખી જણાય છે. સુખ મળવું એ દ્રવ્ય કે સંસારના બીજા પદાર્થો ઉપર આધાર રાખતું નથી. સુખ મળવું એ શાંત જીવન ગાળવાની ટેવ ઉપર આધાર રાખે છે શાંત જીવન સત્યથી ચાલવાથી મળે, જે મનુ-ષ્યો સત્યથી ચાલનાર છે તેઓજ સદા શાંત અને ગંભીર છે,

મનુષ્યે પવિત્ર જીવન ગાળવું, મનના ઉપર અંકુશ રાખવો, હૃદય નિર્મળ રાખવું. આવેશ, ચિંતા અને ભયનો ત્યાગ કરવો આત્મબળ મેળવી શાંતિનો અનુભવ કરવાની ઇચ્છા રાખવી. આ શાંતિ જે મનુષ્યો પ્રાપ્ત કરે છે તેમનામાં સદ્ગુણો દેદિપ્યમાન થઇ રહે છે. મહાપુરુષોના સંગમાં આવો, તે કેવા શાંત, ગંભીર અને આનંદી

હોય છે. તેમની પાસે નથી દ્રવ્ય હોતું કે નથી વૈભવ હોતા, છતાં પણ તેમનું ચિત્ત વ્યગ્ર થતું નથી, તે સદા આનંદમાં મસ્ત બની રહે છે. આવા મહાપુરુષોના સંગથી મનુષ્યનામાં શાંતિ પ્રગટે છે, સદ્દગુણો ખીલે છે.

જે મનુષ્યનામાં શાંતિ નથી તેમનામાં કદાચ વધુ શક્તિ હોય તો તે પણ નકામી છે. અશાંત મનુષ્યનું બળ મિથ્યા હણાઇ જાય છે, જે મનુષ્યો વ્યવહારનાં સ્હેજ સ્હેજ કાર્યોમાં વિઘ્ન આવી પડતાં પોતે વ્યગ્ર થઇ જાય છે. ક્રોધી થઇ જાય છે. અને શાંતિ ખોઇ બેસે છે. તેમનામાં આત્મબળ હોતું નથી એટલું જ નહિ પણ માનુષી બળ પણ હણાઇ જાય છે. આવા મનુષ્યો નિર્બળ ગણાય છે. તેમનો બીજાના ઉપર પ્રભાવ પડી શકતો નથી. જે મનુષ્યો લોભ કે પાપમાં પડી વિપત્તિ આવતાં ક્રોધી થઇ જાય છે, અને પોતે પોતાનું ભાન પણ ભૂલી જાય છે તેવા મનુષ્યો નિર્બળ બની અને દુઃખી થાય છે. જે મનુષ્ય પોતે પોતાના સ્વભાવ ઉપર અંકુશ મૂકી શકતા નથી તે બીજાના ઉપર શી રીતે પોતાનો પ્રભાવ પાડી શકવાના, સ્હેજ સ્હેજ બાબતમાં તપી જવાના સ્વભાવવાળા મનુષ્યો પોતે પોતાનું બળ ખોઇ દે છે, ધર્માત્મા અને સદ્દગુણી મનુષ્ય જ પોતે પોતાને વશ રાખી શકે છે. અને પોતાના આવેશોને રોકી પોતાના મનોવિકારો તરફ દૃષ્ટિ રાખી શકે છે. જે મનુષ્યો વાસનાઓ ઉપર અંકુશ મૂકી શકે છે તે મનુષ્યોજ પોતાના મન ઉપર ધીમે ધીમે અંકુશ મૂકી શકે છે. અને શાંતિના લાભ મેળવી શકે છે. જેઓ શાંત છે તેજ બળ, પ્રભાવ અને સુખને મેળવી શકે છે. તમારે સુખી જીવન જોઇતું હોય તો સદા શાંત રહેતાં શીખજો.

જે મનુષ્યો પોતે પોતાને વશમાં રાખી શકતા નથી, પોતાની

મનોવૃત્તિને આધિન રહી પોતાની તૃષ્ણાને તૃપ્ત કરવા મચી રહે છે, પાપમય સુખોને મેળવવા તલશી રહે છે, એવાં મનુષ્યો સુખી, શાંત અને વિજયી જીવનનો આનંદ લઇ શકતા નથી, તે શાંતિના વાસ્તવ સ્વરૂપનુ જ્ઞાન મેળવી શકતા નથી, ભલે એવા મનુષ્યો શાંત જીવન ગાળવાની ઇચ્છા દર્શાવ્યા કરતા હોય પણ તે માત્ર મુખનીજ છે. તે હૃદયની શાંતિ કદી મળવી શકતા નથી.

આત્મબળ મેળવનાર મનુષ્ય યથાર્થ શાંતિનો લાભ લઇ શકે છે. સંસારની વાસનાઓ ઉપર અંકુશ મુકનાર મનુષ્ય આત્મબળ મેળવી શકે છે. જે યથાર્થ શાંતિ મેળવે છે તેને કદી શોક કરવાનો કે પશ્ચાતાપ કરવાનો વખત આવતો નથી. તેવા મનુષ્યો કદી અધર્મ કાર્ય કરતા નથી, કે સંસારની લાલસા તેમને સતાવતી નથી, તેમને દુઃખ શોક, કષ્ટ કાંઇ આવતું જ નથી, તેમને પોતાનું આત્મસન્માન કે સ્વાભિમાન ખોઇને કશું કરવાનું હોતું જ નથી. તે માત્ર સત્યથી ચાલે છે, પોતાનો વ્યવહાર નિષ્કપટપણે સત્યથી ચલાવે છે.

જયાં સત્ય છે ત્યાંજ શાંતિ છે. જયા શાંતમજીવન છે ત્યાં સદા સુખ છે. ને મનુષ્યોનું મન અને ઇન્દ્રયો તેના પોતાને વશ હોતું નથી તેને જ પોતાનાં કાર્ય સિદ્ધ કરવાં દુઃખદાયી છે, શાંત પ્રકૃતિના મનુષ્યો તો સત્યથી ચાલી પોતાના કાર્યો સહેલાઇથી સાધી શકે છે. સુખ અને કર્ત્તવ્ય એ બમાં સાદું જીવન ગાળનાર સત્યશીલ મનુષ્ય ભેદ સમજતો નથી. તે જે કાંઇ કર્ત્તવ્ય કરે છે તેમાં જ તેને સુખનો અનુભવ થાય છે. કર્ત્તવ્ય કર્મ કરવામાં દુઃખ તો તેને જણાય છે કે જે ઇન્દ્રિયજન્ય સુખો અને ક્ષણિક ભોગવિલાસોના દાસ થઇ રહ્યા હોય છે.

જે મનુષ્યો ક્ષણિક સુખ ભોગવવાની ઇચ્છાવાળા છે તેમને

યથાર્થ શાંતિ મળવી મૂશ્કેલ છે. આવા મનુષ્યો વિષયવાસનાઓમાં અંધ બનેલા હોય છે, તેમને પોતાના વિષયો અધર્મથી પણ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય છે. એવા અધર્મિ મનુષ્યોને શાંતિ કે સુખ કાંઇ મળતું નથી. કદાચ ક્ષણિક સુખનો તેમને અનુભવ થાય તો તે પણ અંતે દુઃખકર્ત્તા થઇ પડે છે. મનુષ્ય જો પોતાના આવેશો અને વિકારનો ત્યાગ કરે તો જ તેને ખરા સુખ અને શાંતિનો અનુભવ થાય મનુષ્યના આવેશો અને વિકારો એ શાંતિ અને સુખના શત્રુ રૂપ છે. ઉત્તમ સદ્ગુણોને ધારણ કરી મનુષ્યે સત્યથી ચલાવાનો નિશ્ચય કરી દેવો કે જેથી શાંતિનો લાભ તેની પાછળ જ મળી રહેશે.

સંસારમાં કશું કાર્ય કઠીન નથી. પણ તે કાર્ય સિદ્ધ કરવાનો રહેલો માર્ગ હાથ આવવો જોઇએ. માર્ગ જાણ્યા પછી તે રસ્તે પ્રયત્ન કરવાથી તે કાર્ય સિદ્ધ થઇ શકે છે. તેવી રીતે જે મનુષ્ય પોતાના મન ઉપર અંકુશ મૂકી શકે છે. રાત દિવસ મનને શાંત કરવાને માટે આત્મબળ મેળવવા માટે, અને ગંભીર થવાને માટે પ્રયત્ન કરે છે તે જરૂર સ્થાયી સુખ અને સત્ય શાંતિને મેળવી શકે છે, મનુષ્ય જે પ્રમાણમાં મન ઉપર અંકુશ રાખી આત્મસંયમ સાધી શકે છે તે પ્રમાણમાં જ તેને સુખીજીવનનો અનુભવ થાય છે, આત્મસંયમ સાધવાનો દરરોજ અભ્યાસ કરવો. પોતે પોતાની નિર્બળતાનો જાણી તે દૂર કરવી, જેમ જેમ અભ્યાસ વધતો જશે તેમ તેમ આ મબળ, શાંતિ અને સુખનો અનુભવ થતો જશે. આ લાભ મળતાં તેની સ્થિતિ પલટાઇ જવાની. તે વધુ સુખી અને બળવાન બને છે. અને પોતાનાં યથાર્થ કર્ત્તવ્ય તે નિર્દોષપણે સાધી શકે છે.

મનુષ્ય જેટલો પવિત્ર, આત્મસંયમી દઢ નિશ્ચયી થશે તે પ્રમાણુમાં તેને સુખ, શાન્તિ નિર્ભયતા પ્રાપ્ત થતી જશે. જે મનુષ્યો મનને વશ રાખી શકે છે. તે જીવન્મુક્ત બની શકે છે. શરીર છોડતી વખતે પણ શાંતિ રાખી શકે છે. જેમને પોતાના મનને વશ રાખવાની ટેવ પાડવી હોય તેણે પહેલાં પોતાના વિચારો ઉપર અંકુશ રાખવો. કર્ત્તવ્યો ઉપર અંકુશ રાખવો. જે અનત્ય વિચારો આવે તે તરફ લક્ષ ન આપવુ. ધર્મનાં કાર્યો કરવાની ઇચ્છા થાય તો તે કાર્યો ન કરવાં. ખાનગી વાત ગુપ્ત રાખવાની હોય અને જો તે બીજાને કહેવાની ઇચ્છા થઇ આવે તો તે વાત અન્યને ન કહેવાનો દઢ નિશ્ચય રાખો. પોતાના વિચારો, કર્તવ્યો અને ઇચ્છાઓ ઉપર અંકુશ રાખવાનો અભ્યાસ પડતાં મન વશ થશે, મનની ગુઢ અને ખટપટી વાતોનું જ્ઞાન પ્રાપ્ત થશે, પોતાના મનનો સ્વભાવ કેવો છે તે જણાઇ આવશે, આમ મનને વશ રાખવાનો અભ્યાસ પડતાં આત્મજ્ઞાન પ્રાપ્ત થશે આત્મજ્ઞાન પ્રાપ્ત થતાં આત્મબળ પ્રકટશે, આત્મબળ પ્રકટે તો પછી શાંતિ તેની સાથે જ હોય છે. આત્મજ્ઞાન વગર માનસિક સુખ કદાપી મળતું નથી.

જે મનુષ્યો કામ ક્રોધાદિ આવેશોને વશ પડેલા હોય છે. સ્હેજ સ્હેજ બાબતમાં લલચાઇ જનાગ ક્રોધ કરી બેસનારા હોય છે તેઓ આ પવિત્ર આત્મજ્ઞાન મેળવી શકતા નથી, જ્યાં શાંતિ છે ત્યાંજ આત્મજ્ઞાન છે નિર્બળ મનુષ્ય પોતે પોતાને વશ રાખી શકતા નથી. તે પોતાનું મન જે રસ્તે તેને દોરે તે રસ્તે ચાલનારા હોય છે. જેમ કોઇ તોફાની ઘોડા ઉપર બેસે અને તે ઘોડાને વશ કરવાનું સામર્થ્ય ન હોય, છતા લગામ ઢીલા મૂકી તેને દોડાવે, અને તેની જે દશા થાય તેવી જ દશા મનને વશ ન રાખી શકનાર નિર્બળ મનુષ્યોની

થાય છે. તેમને ડગલે અને પગલે વિપત્તિ, દુઃખ, શોક ભય સતાવ્યાં કરે છે. તેવીજ રીતે ઘોડાનો ખરો સવાર ઘોડાને દોડાવવા છતાં પણ તેને ધારેલે રસ્તે લઇ જાય છે, જ્યાં ઉભો રાખવો હોય છે ત્યાં ઉભો રાખી શકે છે, તેમ જેમણે પોતાના મનને વશ કર્યું હોય છે તે મનના દોરવાયા અવળે માર્ગે દોરાતા નથી, તે મનને પોતાના ધારેલા માર્ગે પ્રવર્તાવી શકે છે. તે તેના ઉપર અંકુશ રાખી સત્ય માર્ગે ચલાવી આત્મજ્ઞાનના પંથે વળી, સુખ, સામર્થ્ય, શાંતિ અને આનંદનો લાભ મેળવી શકે છે.

સુખી થવા ઇચ્છનાર મનુષ્યે સર્વથી પહેલાં પોતાના મનને વશ કરી દેવું, શાંતિ મેળવવા ઇચ્છનારે પોતાના મન ઉપર અંકુશ રાખવો. શાંતિ વગર સુખ મળતું નથી, એ શાંતિ મન ઉપર અંકુશ મૂક્યા વગર મળતી નથી. ભય, નિર્બળતા, ચિંતામાં પડેલાં મનુષ્યોનાં દુઃખી હૃદયેમાં શાંત જીવનથી જ શાંતિ ઉત્પન્ન થાય, નિર્બળ મનુષ્યોને શાંત મનુષ્યોજ બળ આપી શકે છે. દુઃખ અને વિપત્તિ સમયે શાંત મનુષ્યજ અન્યને ધૈર્ય આપી શકે છે. જેમણે આત્મબળ મેળવ્યું હોય છે તેજ બીજાને મદદ કરી શકે છે. જેમણે પોતાની નિર્બળતાનો ત્યાગ કર્યો છે તેજ અન્યને સહાય આપી શકે છે

મનની શાંતિનો વિપત્તિમાં પણ ભંગ ન થાય ત્યારે તે ખરી શાંતિ છે. બીજા મનુષ્યો પોતાના ઉપર મિથ્યા દોષનો આરોપ મૂકે તે વખતે પણ જો વિકાર ન થાય તો તે ઉચ્ચ પ્રકારની શાંતિ સમજવી. આવી શાંતિ ઉચ્ચ આત્મબળ મેળવ્યા વગર મળતી નથી. શાંત મન રહેવું એજ ઉચ્ચ મન ગણાય છે. શાંત મનુષ્યમાં સભ્યતા, વિવેક, ગંભીરતા, દૃઢતા, સત્યતા, એ વિગેરે સદ્‌ગુણો હોય છે. તે પોતાની ગંભીરતાને છોડતા નથી. બીજા પોતાના ઉપર દોષા-

રોપણુ કરે કે પોતાનું અપમાન કરે છતાં પણુ તે પોતાની શાંતિને છોડતા નથી. આ પ્રકારની શાંતિ ધારણુ કરવી એ આત્મસંયમના સુંદર ફળ સમાન છે. આવી શાંતિ ધૈર્ય અને પ્રયત્નથી પ્રાપ્ત થાય છે. તેને માટે દુઃખો સહન કરવાં પડે છે. સ્વાર્થ ત્યાગ કરવો પડે છે, અને મનને પવિત્ર બનાવવું પડે છે.

તમારે સુખ જોઇતું હોય તો આવા પ્રકારની ઉચ્ચ શાંતિ ધારણુ કરો. ક્રોધનો સમૂળો ત્યાગ કરો, સત્યનું પાલન કરો, આવી શાંતિ પ્રાપ્ત થતાં તમારા હૃદયમાં જ્ઞાનનો પ્રવાહ વ્હેવા લાગશે, તમારામાં દૈવી શકિતયો જાગ્રત થશે. એ શકિતયોદ્વારા તમે બળ, સૌંદર્ય, સુખ, આનંદ સર્વ કાંઇ મેળવી શકશો. આથી આત્મબળ પ્રાપ્ત થશે. આત્માનો અનુભવ થતાં સત્ય શાંતિનાં દર્શન થઇ શકશે. આ પ્રમાણે તમારૂં જીવન શાંતિમય જ્યાં થયું કે પછી તરતજ જ તમે તમારામાં દૈવી બળ પ્રકટેલું અનુભવશો તમારે જુઠું બોલવું નહિં પડે, ઇશ્વરીય નિયમાનુસાર તમારૂં વર્ત્તન થશે. આત્માની સાથે અભેદાનુભવ કરી શકશે. આ પ્રકારે આત્મબળ મેળવવાની ઇચ્છાવાળા મનુષ્યો પછી તુચ્છ જીવ રહેતા નથી તે અધમ નીચ જીવન ગાળતા નથી. તે સ્વાર્થનો ત્યાગ કરે છે. લોભ, લાલચ, દુઃખ, કષ્ટ, ભય કાંઇ રહેતું નથી, પોતે કર્ત્તવ્યશીલ બને છે. તે સર્વ કાર્યમાં સુખ જુએ છે. દરેક કાર્ય શાંતિથી કરે છે. અને પરિણામની તાલાવેલી કરતા નથી ધૈર્યથી તેના પરિણામની રાહ જુએ છે. પણુ તેને તો કર્ત્તવ્ય કરવામાં જ આનંદ મળે છે.

આત્મબળવાળા મનુષ્યો પોતાના બળ ઉપર ઝઝુમે છે, તેમને બીજાની સહાયતાની જરૂર હોતી નથી. તે ભાગ્યમાં હશે તેમ થશે એવો ભરોંસો રાખતા નથી, કોઇની કૃપા મેળવવા ખુશામત કરતા

નથી જે કાર્ય તે કરે છે તે પૂર્ણ વિચાર કરીને અને યોગ્યતાપૂર્વક કરે છે. મનમાં ઇચ્છા થઇ અને કાર્ય કરવા મંડી જવાનો સ્વભાવ તેમનામાં હોતો નથી. તે પોતાનું કાર્ય શાંતિપૂર્વક ઉત્સાહથી કર્યે જાય છે. જેમ સ્વચ્છ નિર્મળ જળમાં પ્રતિબિંબ બરોબર પડે છે, તેમ શાંત મનુષ્ય પણ નિર્મળ અને પવિત્ર રહી ઉચ્ચ કાર્યો ઉત્સાહથી કરે છે. તેના કાર્યનું ફળ તરત સર્વેને સમજાઇ જાય છે.

જે મનુષ્યે સ્વાર્થ છોડયો છે. પોતાના મનને શુધ્ધ બનાવ્યું છે. તેવા મનુષ્યો જે વખતે ધ્યાનાવસ્થામાં હોય છે તે વખતે પોતાનામાં આખા બ્રહ્માંડના વાસ્તવ સ્વરૂપને જોઇ શકે છે. તે વખતે તેને સૃષ્ટિની પૂર્ણતાનું જ્ઞાન થાય છે. સર્વત્ર નિયમ અને સમતા દેખાય છે. જેને જગત અન્યાય રૂપ કહે છે અને જેને તે પણ પહેલાં દુઃખ અને કલેશના કારણરૂપ માનતો તેને હવે તેમ સમજાતું નથી પણ દરેકનાં પુર્વોપાર્જીત કર્મોનું ફળ તે ભોગવે છે એમ તે માને છે. અને મળેલાં ફળને પ્રસન્નતાથી તે સહન કરે છે. આવા મનુષ્યો શાંતિથી બળ અને જ્ઞાનની વૃદ્ધિ કરી શકે છે.

અશાંત અને અસ્થિર મનવાળાને જે કાર્યમાં નિષ્ફળતા મળે છે, તે કાર્યમાં શાંત મનુષ્યને સફળતા મળે છે. શાંત મનુષ્યે પોતાના મનના વિકારો અને મનના તરંગોનો ત્યાગ કર્યો હોય છે, તેને કોઇ પણ પ્રકારનો ભય કે વિપત્તિ હોતી નથી, જેમણે પોતાના મન ઉપર વિજય પ્રાપ્ત કર્યો છે તે બાહ્ય વસ્તુઓ ઉપર પણ જય મેળવી શકે છે. શાંત મનુષ્ય આવી પડેલી વિપન્તિને સારી રાતે સહન પણ કરે છે અને તેની સામે ધૈર્યથી થઇ શકે છે. અશાંત મનુષ્યજ એવા પ્રસંગે વિહ્વળ બની જાય છે, તેવા મનુષ્યો જ્ઞાન શૂન્ય હોય છે, તેમનુ મન તેવે વખતે ચગડોળે ચડે છે. તેવા મનુષ્યો સ્વાર્થે આગળ આં-

મળા બનેછે; સ્વાર્થ ન સધાતાં તેમને પોતાનો માર્ગ સુઝતો નથી, તે વિપત્તિ આવતાં ગભરાઇ જાય છે, અને તેવા પ્રસંગે દુ:ખ અને ભય જ દેખ્યા કરે છે. જ્યારે શાંત મનુષ્ય પોતાની શકિત અને સત્ય બળથી દરેક પ્રસંગે મનને કાબુમાં રાખી એવા પ્રસંગોની સામે થઇ શકે છે અને તેના ઉપર વિજય મેળવી શકે છે.

શાંત મનુષ્ય આત્મબળ ઉપર ઝઝુમેછે. તેમણે સ્વાર્થ તો છોડેલો હોય છે, તેથી તેમને કોઇ વાતનો ભય હોતો નથી કે કોઇ વાતને માટે આગળથી તૈયારી કરવી પડતી નથી. કોઇ પણ એવો પ્રસંગ નથી કે જે તેના દૃઢ અને પ્રબળ મનને હલાવી શકે. જ્યાં તે પોતાનું કર્ત્તવ્ય સમજી કાર્ય કરે છે, ત્યાં તેનામાં તે કાર્ય સિદ્ધ કરવાની શકિત પ્રકટ થાય છે તેના નિઃસ્વાર્થ મનના ગુપ્ત બળનો પણ પત્તો હાથ આવે છે. સાંસારિક અને આધ્યાત્મિક જે કાર્યો તે કરે છે તે પુર્ણ શકિત અને જ્ઞાનપૂર્વક કરી શકે છે.

પવિત્ર, ગંભીર જળ તમે જોયું હશે. જ્યાં નર્મદા વગેરે નદીઓમાં વધુ ઉંડાણ હોય છે ત્યાં તમે જોશો તો પાણી શાંત, ગંભીર અને નિર્મળ હોય છે. તે પાણી વ્હેતું છતાં પણ જાણે સ્થિર હોય તેવો ભાસ થાય છે. તેમાં તમે કદાચ પથ્થર નાંખો તો તેના તરંગો ઝટ સમી જશે, તે પાણી ઉછાળા મારતું નથી; સમસમાટ કરી છાલકો મારતું નથી આવું જ્યાં ગંભીર અને શાંત જળ હોય છે ત્યાં સમજાય છે કે ત્યાં ઘણાં ઉંડાં પાણી છે. તેવી જ રીતે જે મનુષ્ય શાંત છે, જેમણે યથાર્થ શાંતિ પ્રાપ્ત કરી છે: તેમના મનમાં સંપૂર્ણ વિકાર નીકળી ગયા હોય છે. તે શુદ્ધ અને પવિત્ર જીવન ગાળનારા હોય છે, તે ગંભીર, બળવાન અને આત્મબળમાં સ્થિર થયેલા હોય છે. તેમની સર્વ પ્રકારની મનોવૃત્તિઓ જે તેમને પહેલાં દુ:ખ-

દાયક અને વિપરીત જણાતી હતી તે સર્વ હવે એકત્ર થઇ એક મહાન ઉદ્દેશને સિદ્ધ કરવા મચી પડેલી છે. આવા મનુષ્યો બળવાન હોય છે બીજા ઉપર પોતાનો પ્રભાવ પાડી શકે છે; તેમની સર્વ વાસનાઓ શમી ગઇ હોય; તેમની ઇચ્છાએ પરમાત્માની ઇચ્છાનુ રૂપ ધારણ કર્યું છે. તેમણે સ્વાર્થને છોડયો હોય છે. તે સર્વ મનુષ્યોને પોતાના આત્મબંધુ સમાન જાણી સર્વની સાથે ભલમનસાઇ રાખી; પરોપકાર, સેવા વ્રતમાં હવે તે મંડયા રહે છે.

આવા શાંત મનુષ્યો ઇચ્છા તૃપ્ત ન થતાં ગુસ્સે થઇ જતા નથી; તે સદા શાંત ગંભીર અને આનંદી રહે છે; કોઇ કાર્ય સિદ્ધ થાવ કે નિષ્ફળ થાવ તેની તેમના મન ઉપર અસર થતી નથી; તેમને કશાથી ક્રોધ થતો નથી કે કશું કામ બગડવાથી ગ્લાનિ થતી નથી; તે સદા આત્મસુખની મસ્તીમાં આનંદ માને છે, તેમને પોતાનું જ્ઞાન; પંડીતાઇ, બળ બીજાને બતાવવાની ઇચ્છા થતી નથી; તેને મહા પુરૂષમાં ખપવાની તાલાવેલી થતી નથી: તે સિદ્ધ સંકલ્પ બને છે છતાં સ્વાર્થ સાધવા; અન્યને પોતાની સિદ્ધાઇ બતાવવા કદી ચમત્કારો કરી બતાવવાની વૃત્તિ થતી નથી. તે પોતાના બળને સાચવી રાખે છે, તેમને આત્મસંયમથી જે કાંઇ મળે છે તે બીજાને બતાવી પોતે મ્હોટા થવાની ઇચ્છા હોતી નથી. આવા શાંત મનુષ્યોનો સદા વિજયજ છે.

જેઓ અશાંત છે, જેમનામાં બળ નથી; જેમનામાં જ્ઞાન નથી જેમણે પોતાના મનને વશ કર્યું નથી તેવા મનુષ્યો જ પોતાનું બળ બહાર બતાવવાની; મ્હોટાઇ મેળવવાની જશ ખાટી જવાની ઇચ્છા રાખે છે. જેમ નદીના પ્રવાહમાં જ્યાં પાણી છીછરાં હોય છે ત્યાં પાણી ઉછાળા મારતું સમસમાટ કરતું દોડતું જણાય છે, ત્યાં ઉંડું પાણી નથી માટેજ એ છીછરી જગ્યામાં પાણી કુદાકુદ કરે છે; ત્યાં

વહેણ પણ જોસમાં ચાલે છે. એવી રીતે અશાંત મનુષ્યો લોભી; સ્વાર્થી અને મનને વશ રહેનારા મનુષ્યો એવાં ઉતાવળીઆ, પોતાનું બળ બીજાને બતાવવાની ઇચ્છાવાળા અને રહેજ રહેજ બાબતમાં ઇચ્છા વિરૂદ્ધ કંઇ થઇ જતાં ગુસ્સે થઈ જનારા હોય છે. આવા મનુષ્યોમાં થોડું હોય છે પણ વધુ બતાવવાની ઇચ્છા હોય છે. આવા મનુષ્યો તેમની અશાંતતાથીજ જણાઇ આવે છે કે તેઓ નિર્બળ છે.

જ્યાં સુધી મનુષ્ય પૂર્ણ શાંતિ પ્રાપ્ત કરી શકતા નથી ત્યાં સુધી તે પૂર્ણ વિજય મેળવી શકતા નથી. જ્યાં સુધી તેને નાની નાની બાબતોમાં ક્રોધ ચઢી જાય; રહેજ રહેજ બાબતોમાં તેના મનને ગ્લાનિ થઇ આવે તો સમજવું કે તેનું હૃદય અશુદ્ધ અને મલિન છે. જ્યાં સુધી મનુષ્ય પોતે પોતાની બડાઇ કરવી છોડતા નથી, ત્યાં સુધી તે જીવન પર્યંત વિજય મેળવી શકતા નથી. તેમણે સમજવું કે તેને સતાવનાર પાપ, દુઃખ, શોક, ચિંતા સર્વ તેનાં પોતાનાં ઉપજાવેલાં છે. જ્યાં સુધી તે ઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત કરી લેતા નથી ત્યાં સુધી તેમની પાછળ દુઃખ શોકાદિ પડેલાં જ રહે છે. તેણે પોતાનાં દુઃખ શોકાદિને માટે અન્યને દોષ ન દેવો, તે તેણે પોતે જ ઉપજાવેલા છે એમ તેણે માનવું, એ સર્વ તેની સ્વાર્થાંધતાનું તેની અશાંતતાનું, તેના પાપનું જ પરિણામ છે. તેણે હવે અવળે માર્ગે જતા બચી જઇ શાંત અને પવિત્ર જીવન ગાળતા થઇ જવું.

---

# પ્રકરણ ૩ જું

## સુખી અને શાંત જીવન

સુખી જીવન કોને ન ગમે? શાંત જીવન કોને અકારૂં લાગે? સર્વ કોઇ શાંત અને સુખી જીવનની ઇચ્છા રાખે એ સ્વભાવિક છે. મનુષ્યની વાસનાઓ જ્યાં સુધી વધ્યા કરે છે ત્યાં સુધી તે સુખી જીવન ગાળી શકતો નથી, વાસનાઓ ઓછી કરવા માટે મન ઉપર અંકુશ રાખવો, તૃષ્ણા ઘટાડવી, પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ માનવો, મનુષ્ય જો એવો વિચાર રાખ્યાં કરે કે આ શરીર નાશવંત છે, જ્યારે ત્યારે તે મરણને શરણ થશે, જેથી તે શરીર દ્વારા જે કાંઇ સત્કર્મ થાય, જે કાંઇ પરોપકાર થાય, જે કાંઇ ભલાઇ થાય તેટલી કરી લેવી; કોઇનું પણ હિત કરવામાં તેનો ઉપયોગ કરવો, એજ શરીરનું સાર્થક્ય છે.

અન્ય પતિ પ્રેમ રાખનારા મનુષ્ય હંમેશાં શાંત જીવન ગાળી શકે છે, અન્યનું ભલું કરવાની જેની વૃત્તિ છે તે આગળ મહાપુરૂષ થઇ શકે છે. મહાપુરૂષોને રાગદ્વેષ હોતા નથી, તૃષ્ણાનો તેમણે ત્યાગ કર્યો હોય છે, ને અન્યનું ભલું કરવાના સ્વભાવવાળા તે હોય છે.

તેમનાં જીવન કેવાં પવિત્ર, સરળ, શાંત, આનંદી અને સુખી હોય છે. વિષય લોલુપ્ત મનુષ્યો જ ક્રોધી રાગદ્વેષી અન્યનું અહિત કરી પોતાનું હિત કરવાની ઇચ્છા રાખનારા હોય છે. જેમને પોતાનું શ્રેય સાધવાની ઇચ્છા છે તેઓ સદા સર્વનું કલ્યાણ ઇચ્છે છે. ઇશ્વરના સ્વરુપનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ સર્વ પ્રતિ પ્રેમ રાખવો, અન્યનું ભલું કરવાની વૃત્તિ રાખવી અને સ્વાર્થનો ભોગ આપવો.

જે મનુષ્યને અન્યનું ભલું કરવાની ટેવ પડી ગઇ હોય છે તે "આત્મવત્ સર્વ ભુતેષુ" એ ન્યાયે સર્વને પોતાના આત્માતુલ્ય માને છે. અને તેના પરિણામે તેમના અંતરમાં બ્રહ્મજ્ઞાનનો ઉદય થાય છે. આત્મા અને તેના સ્વરૂપનું જ્ઞાન મેળવવા માટે મનુષ્યે જરૂર અન્ય મનુષ્યોને પણ પોતાના આત્માતુલ્ય માનવા. આવી રીતે જે મનુષ્યો સર્વ પ્રતિ સમદ્રષ્ટિ રાખવા ટેવાઇ જાય છે, તેમના રાગ દ્વેષ ટળી જાય છે, સર્વ પ્રકારની લાલચ, લોભ જતાં રહે છે તેમને કોઇનું પણ અહિત કરવાની ઇચ્છા થતી નથી અને જે નીચ અને ક્રુર સ્વભાવ ઘણા મનુષ્યોમાં જોવામાં આવે છે તે તેમનામાંથી જતો રહે છે.

મનુષ્યના જીવનને ઉચ્ચ બનાવી શકાય છે, તેમ નીચ પણ બનાવી શકાય છે. જો તે સંસારમાં રચ્યોપચ્યો રહે, વાસનાઓનો દાસ બને તો જરૂર નીચ થાય, જો તે પ્રાણી માત્રને પોતાના આત્મવત્ જાણે તો સર્વનું ભલું કરવાની તેને ઇચ્છા થાય છે. અને જો તે તૃષ્ણાને વધારેછે, તો તૃષ્ણા વધતા તેના સારા સારા વિચાર જતા રહે છે. તે સ્વાર્થ આગળ બધા આંધળા બની બેસેછે. ઇશ્વરને માનનારા પણ સ્વાર્થ આગળ ઈશ્વરના સામર્થ્યને ભુલી જાય છે અને પોતે નીચ બની અન્યનું અહિત ઇચ્છી પોતાનું ભલું કરવા

ચાહે છે. પરિણામે તેમનું જીવન તેમને દુઃખી કંટકમય જણાય છે.

મનુષ્યે સુખી જીવન ગાળવા માટે સદ્વિચારો સેવવા સદાચરણથી ચાલવું. આત્મબળને વધારવા આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા સયમી થવું. જ્યારે તેને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે તે અન્ય મનુષ્યોનું અહિત ન કરતાં હિત ઇચ્છે છે. જીવન તેને ક્ષણિક જણાય છે, ત્યારે તે પરોપકાર કરવા ઇચ્છે છે. મનુષ્યને તેના અશુભ વિચારો અને દુરાચરણો જ આત્મજ્ઞાનથી દુર રાખે છે. સુખી જીવનના ખરા સુખનો અનુભવ તો જ્યારે સત્ય શાંતિ મળે છે ત્યારે થાય છે, ત્યારે ગમે તેવી સ્થિતિમાં પણ તમે સુખી જીવન ગાળી શકો છે. સુખી જીવનને બાહ્ય પદાર્થો સાથે સંબંધ નથી. બહારના ભોગ વૈભવો સાથે શાંત જીવનનો સંબંધ નથી, જેમને ભોગ વૈભવો પ્રાપ્ત છતાં પણ સુખને બદલે દુઃખનો શાંતિને બદલે અશાંતિનો જ અનુભવ થાય છે. જેમની પાસે કાંઇ દ્રવ્ય નથી, ભોગ વૈભવ નથી, રહેવા ઘર નથી, પહેરવા વસ્ત્ર નથી એવા મહા પુરુષોને યથાર્થ શાંતિ, અને સત્ય સુખને ભોગવતા આપણે જોઇએ છીએ. સુખી જીવનની પ્રાપ્તિ એ મનુષ્યના વર્તન ઉપર છે. જ્યાં સુધી મનુષ્ય સુખી જીવન, ચિંતા વગરનું જીવન, આનંદી જીવન નિર્ભય જીવન પ્રાપ્ત ન કરી શકે ત્યાં સુધી તે દુઃખી છે, ત્યાં સુધી તેનું દ્રવ્ય, ભોગ, વૈભવો સર્વ નકામા છે. જ્યારે તેની ચિંતા ઘટે છે, તે નિર્ભય થાય છે, સદાકાળ, તેનું મુખ હસતું રહે, કદી પણ તેને ગુપ્તપણે પણ ક્રોધ ન થાય, કદી પણ કોઇનુ અહિત કરવાની વૃત્તિ ન થાય, સર્વદા સર્વકાળે તેની સ્થિતિ સંતોષવાળી જણાય તો તેનું જીવન સુખી સમજવું.

મનુષ્ય પોતાના આત્માને ભુલી જાય છે. જગતમાં ઇશ્વરનું અસ્તિત્વ છે એ વાત ભુલી જાય છે. આપણામાં આત્મબળ મેળવવાનું

સામર્થ્ય છે, એ વાત ભુલી જાય છે, એટલે તે મસ્ત બની લાલચુ થઇ, જ્ઞાનને તિલાંજલી આપી સ્વાર્થ સાધવા અનિતીના પંથે વળે છે, તેની તૃષ્ણા જ તેને પાડેછે, તેની લાલસાજ તેને દોષીત બનાવે છે. અને જેમ ભાંગ પીધેલો કે દારૂ પીધેલો વ્યસની ઘેનમાં પોતે પોતાને ભુલી જાય પોતાની આબરૂને વેગળી મૂકી રાજમાર્ગમાં તરફ-ડીયાં મારતો બીભત્સ વાકયો ઉચ્ચારે ને જેમ મનુષ્ય સ્વાર્થ આગળ આંધળો બની પોતાના આત્માને, ઇશ્વરને ભુલી જઇ લોભ લાલચથી અનીતિના માર્ગે જઇ દુઃખી જીવન મેળવે છે, તૃષ્ણા અને રાગદ્વેષ મનુષ્યને નીચે પાડનારાં છે. તેમ તેને મનુષ્યત્વમાંથી પણ અધમ યોનીમાં લઈ જનારાં છે. સુખી જીવનની ઇચ્છા હોય તો તમે તેનો ત્યાગ કરજો.

તમારી આત્મજ્યોતિને જાગ્રત કરી આત્માના પ્રકાશને તમારામાં પ્રકટાવો, તમે મનુષ્ય મટી દેવ બનો, આત્માના પ્રકાશને તમારામાં પ્રકટ ન થવા દેનાર તમારી તૃષ્ણાનો ત્યાગ કરો. જેમ જેમ તમે સરળ થશો, પવિત્ર અંતઃકરણ રાખી સ્વાર્થ ત્યાગી અને સરળ હૃદયના બનશો તેમ તેમ તમારી આત્મશકિતયો તમારામાં જાગ્રત થશે. કાદવવાળું શરીર રાખવું હોય તો સ્વચ્છ નહિ થવાય, સ્વચ્છ થવું હશે તો કાદવને ધોઇ નાંખવો જોઇશે. તમારે સુખી જીવન ગાળવું હશે તો તમારા મનના મેલને ધોવો પડશે. જેમ જેમ મનનો મેલ ધોવાશે તેમ તેમ તમારામાં સદ્‌ગુણો વધશે, સુખી જીવન ગાળવાની જ્યાં તમને ઇચ્છા વધશે ત્યાં તમારામા સરળતા આવશે, પરોપકાર કરવાની ઇચ્છા થશે, સર્વ કોઇનું ભલું કરવાની ઇચ્છા રાખો, સર્વને સમાન ભાવથી જુઓ, સર્વ પ્રતિ પ્રેમી બનો, તમારા આત્માની શકિતઓને જાગ્રત કરવા અન્યને તમારા આત્માતુલ્ય ગણતાં શીખો.

તમારૂં હૃદય પવિત્ર બનાવો, તમે ઉચ્ચ વિચારને સેવો, ઉચ્ચ સદ્‌ગુણોને ધારણ કરો તેથી તમારૂં ભલું જ થશે તૃષ્ણા છોડી દો, વાસનાઓને તિલાંજલી આપો, મન ઉપર અંકુશ રાખો, મન કહે તે કરવા ન દોરાઇ જાય, પણ તમે કહો તે મન કરે એવો મન ઉપર અંકુશ મેળવો, અથી તમને વ્યવહારિક હાનિ જરા પણ નહિ થાય, તમારા અંતરાત્માનું બળ તમારામાં જાગ્રત થશે, ઈશ્વરને જો તમે માનતા હો તો ઈશ્વરપર શ્રદ્ધા રાખો, શાંતિથી પવિત્ર જીંદગી ગાળો. તેજ તમારૂં રક્ષણ કરશે, તમને તેજ સહાય થશે. દ્રવ્યના લોભથી અપ્રમાણિક ન બનો.મિત્રોની સોબતથી અસત્ય પંથે ન વળો, લાલચથી અનીતિ ન સેવો, કોઇનું પણ અશુભ ન કરો, બની શકે ત્યાં સુધી કોઇનું પણ ભલું કરો. ચિંતા માત્રનો ત્યાગ કરો, નિર્ભય બની આનંદીજીવન ગાળો, હંમેશાં શાંત રહો, કદી પણ તમારા ધાર્યા પ્રમાણે ન થાય તો તપી ન જાઓ. ક્રોધ જ્યાં સુધી તમારામાં હશે ત્યાં સુધી તમને શાંત જીવનનો અનુભવ નહિ થાય. લોભ, મોહ, લાલચ તમારામાં જ્યાં સુધી હશે ત્યાં સુધી સંતોષી જીવનનો લાભ તમને નહિ મળે સુખી જીવન ગાળવા ઇચ્છનારે તો પોતાના આત્માની પ્રસન્નતા અર્થે જીવન ગાળવું, મનુષ્ય શરીરની ઇચ્છાને તાબે ન થવું.

જે મનુષ્ય સદ્‌ગુણી છે. સદ્વિચારને સેવનારા છે, તેઓ ગમે તો ભયંકર વિપત્તિમાં આવી પડશે તો પણ ગભરાશે નહિ તે પોતાના સદગુણોનો ત્યાગ નહિ કરે, તે પોતે કદી દુરાચાર નહિ સેવે, પણ પોતાના આત્મબળમાં વિશ્વાસ રાખી ધૈર્યથી આવેલી વિપત્તિની સામે થશે. તેને પ્રારબ્ધવશાત દુઃખ પણ પડે પણ તેની તે દુઃખમાંથી મુક્તિ મળશે જ ઇશ્વરની તેને સહાય મળશે જ એવી એની અડગ શ્રદ્ધા હોય છે.

મનુષ્યે વ્યવહાર સેવવે: પણ સાથે સાથે આત્મબળ મેળવવા યત્ન કરતા રહેવું, આત્મબળ મેળવવા ઇચ્છનાર સત્યથી ચાલે છે, ઇશ્વરમાં શ્રદ્ધા રાખે છે. પ્રયત્નશીલ રહે છે, પોતાને ઇશ્વર ઉપર અનન્ય શ્રદ્ધા હોય છે, અને તે જ્યારે જ્યારે ઇશ્વરની શ્રદ્ધા તુટે તેવો પ્રસંગ આવે છે ત્યારે ત્યારે લોભ લાલચનો ત્યાગ કરે છે. તે કદી બાહ્ય પદાર્થોથી લોભાઇ પાપકર્મ કરતો નથી, તેને માત્ર સર્વનું ભલું કરવાની ઇચ્છા રહ્યા કરે છે, જેમ કોઇ સમજુ મનુષ્ય સ્વાદિષ્ટ મિષ્ટ ભોજન જમવાને બદલે માટી ન ખાય તેજ પ્રકારે જ્ઞાની મનુષ્ય સન્માર્ગનો ત્યાગ કરી કુમાર્ગે કદી પણ નહિ જાય. અજ્ઞાનથી જ મનુષ્યો પાપમાર્ગે વળી દુઃખી થાય છે. મનુષ્યમાં જ્યાંસુધી અજ્ઞાન છે ત્યાં સુધી તે દુઃખી છે. મનુષ્યને શરૂઆતમાં સત્ય માર્ગે ચાલતાં કઠીનતા જણાશે, વ્યવહારીક ભોગો આપવા પડશે પણ જ્યારે તેને સન્માર્ગના લાભો સમજાશે. ત્યારે તે જરૂર સન્માર્ગે ચાલશે.

મનુષ્યપણું દેવને પણ દુર્લભ છે એવું શાસ્ત્રો કહે છે. એવા શરીરનો ઉપયોગ આત્મબળને પ્રાપ્ત કરવામાં કરવો, જેમ જેમ મનુષ્ય પ્રયત્ન કરશે તેમ તેમ તેનામાં આત્મજ્ઞાન વધતું જશે, અને સત્યાસત્યનો નિર્ણય કરવાનું બળ પ્રાપ્ત થશે. અજ્ઞાનતાથી તે દુખી થાય છે, આત્માનુભવ કરવાની તિવ્ર ઇચ્છા થતાં વિરોધી વૃત્તિઓ પાછી હઠી જશે. કાગડાઓનું ધ્યાન વિષ્ટા ઉપર હોય છે પણ મનુષ્યે તો તેને ધિક્કારે છે, તેમ અજ્ઞાન મનુષ્યો જ વ્યવહારિક સુખને સત્ય માની તે મેળવવા અનીતિ સેવે છે, સત્ય વસ્તુનું જ્ઞાન થતાં જ્ઞાની મનુષ્ય અનીતિના રસ્તે નહિ વળે.

મનુષ્યે સુખી જીવન પ્રાપ્ત કરવા ભલા થવું, શાંત થવું, રાગ દ્વેષનો ત્યાગ કરવો, કોઇના ઉપર વેર લેવાની વૃત્તિ ન રાખવી.

અન્યના દોષ જોતાં તેવા પોતાનામાં છે કે કેમ તેનો વિચાર કરવો, તેવા દોષી મનુષ્યોના દોષની નિંદા કરી તેની ટીકા ન કરવી પણ તેના અજ્ઞાનની દયા લાવવી, તેના દોષ પ્રેમથી સુધારવા યત્ન કરવો, જેનામાં આત્મજ્ઞાનનો ઉદય થયો નથી તેજ અન્યના ઉપર તિરસ્કાર કે દોષદૃષ્ટિ રાખે છે, તેવી ટેવ છોડવી, સર્વ પ્રતિ પ્રેમ રાખી સર્વનું ભલું કરવાની ટેવ રાખવી, એથી મનુષ્ય જીવન મધુર બનશે, બુદ્ધિ નિર્મળ થશે, હૃદય પવિત્ર અને નિર્મળ થશે.

આત્મજ્ઞાની મનુષ્ય સુખી, સંતોષી, દયાળુ, જ્ઞાની, પવિત્ર, શાંત અને વાત્સલ્યપૂર્ણ હોય છે. તે દયાળુ, પરોપકારી અને આનંદી હોય છે. જેમ જેમ આત્મજ્ઞાનનો ઉદય વધતો જાય છે તેમ તેમ તેનું જીવન ભલું બને છે, તેનું મન તેના તાબે થઇ જાય છે, વિષયોનો ત્યાગ કરે છે. ઇશ્વરનો તે પરમભકત બને છે, પ્રાણી માત્રને ઇશ્વરના અંશરૂપે અનુભવતા શીખે છે, તેને સંસારના રાગદ્વેષ સતાવતા નથી, પોતાનું અહિત ઇચ્છનારનું પણ તે ભલું કરે છે. તેવા મનુષ્યોને અન્યનું ભલું કરવાની ટેવ પડી જાય છે, મનુષ્ય માત્ર પ્રતિ પ્રેમ સેવવાની ઇચ્છા થઇ જાય છે, તેનામાં ઇશ્વરીય ગુણો વધતા જાય છે, તે કદી પણ કોઇનું અહિત ઇચ્છતા નથી, તેતો માત્ર સર્વ કોઇનું ભલું કરવામાં જ પોતાનું કર્તવ્ય સમજે છે તે કદી કોઇના પ્રતિ દ્વેષ પણ રાખતા નથી, આવા મનુષ્યો સદા સુખી અને આનંદી હોય છે.

આ વિશ્વમાં ઘણા સત્તાના મદથી, ધનના મદથી છકી જઈ, જેમ વ્યસનમાં પડી મનુષ્ય ભ્રમિત થઈ જાય છે તેમ તેવા મનુષ્યો પોતાના મદમાં અંધ બની મનુષ્ય જીવનની શ્રેષ્ટતા ભુલી જાય છે, તે ઇશ્વરને ઓળખતા નથી, જગતના નિયંતાને ભુલી પોતેજ મહાન

છે એમ માની, તે સતાની મદથી અન્યના અકલ્યાણ કરે છે, અનીતિથી લોકોના ઉપર જુલમ કરે છે, લાંચ રૂશ્વત લઈ અન્યાય કરે છે. એવાજ અનીતિમાન વેપારીઓ અન્યને ઠગી ધન કમાય છે, સાચું જુઠું બોલી માત્ર પૈસા કમાવા તરફ જ લક્ષ આપી પોતે તેવા સમય ઇશ્વરને ભુલી જાય છે, આવા મનુષ્યોને આખરે તેમના કર્મનાં ફળ ભોગવવાં પડે છે, વૃદ્ધાવસ્થામાં કાંતો સટામાં ધન ગુમાવે છે, નોકરીમાંથી ડીસ્મીસ થાય છે, મોટી ઉમ્મરના પુત્ર મરણ પામે છે અને જીંદગી ઉપર એવો દુઃખનો આઘાત પહોંચે છે કે તે દુખી બની રીબાઇને મરે છે, આવા અજ્ઞાની મનુષ્યો દયાપાત્ર છે, સુખી જીવન ગાળવા ઇચ્છનારે સદા નીતિથી ચાલવું, એવી અનીતિ ન સેવવી, પોતાને મળેલી સત્તાથી કોઇનું પણ ભલું કરવું, ન્યાયી બની જવું; સતા કે દ્રવ્યના મદમાં અંધ ન બનવું.

આત્મસયમી મનુષ્ય જ સુખી છે; તેવો મનુષ્ય ભલે ગુપ્ત રહેતો હોય, તે છતાં તે અન્યનાં જીવન સુધારી શકે છે, તે સર્વનું ભલું કરવાની ઇચ્છા રાખે છે; આવા મનુષ્યો સર્વ દશામાં સુખી છે. ભલા થવું અને ભલું કરવું એ સૂત્ર ઘણુંજ ઉપયોગી છે. ભલું કરવા ઇચ્છનાર પોતાનું ને પરનું કલ્યાણ સાધી શકે છે. એવા મહાપુરૂષો વિરલ છે એમનાં જીવન આદર્શરૂપ છે.

સુખી જીવન ગાળવા ઇચ્છનાર આત્મજ્ઞાન મેળવવા યત્ન કરે છે, આત્મજ્ઞાન મેળવવામા જ તેને પરમાનંદ થાય છે. તેવા મનુષ્યો હૃદયમા અત્યંત પવિત્રતા રાખે છે, મન નિર્મળ બનાવી આનંદમાં મગ્ન રહે છે દુઃખો અને ક્લેશોનો તે ત્યાગ કરે છે તે સદા શાંતિનું સુખ ભોગવે છે, કામ ક્રોધાદિ ઉપર તે જય મેળવે છે, તે જ્ઞાન મેળવાના જ ઇચ્છા રાખે છે, સત્યાસત્યનો નિર્ણય કરી શકે છે, તેને

પાપમય કાર્યો તરત સમજાઇ જાય છે; દુઃખ અને ક્લેશ થાય તેવું વર્ત્તન તે કરતા નથી. આત્મજ્ઞાની મનુષ્ય સર્વ પ્રાણિ માત્ર પ્રતિ દયા અને પ્રેમ રાખે છે.

સુખી જીવન આત્મજ્ઞાનીનું જ હોય છે. જ્યાં સુધી આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું નથી ત્યાં સુધી સુખી જીવનની આશા રાખવી વ્યર્થ છે. ન્યાય અને નીતિથી ચાલનારને દુઃખ આવતું નથી. સર્વનું ભલું ઇચ્છનાર અને ભલું કરવાની ઇચ્છા રાખનારનું કોઇ કાંઇ પણ અહિત કરી શકતું નથી. આત્મજ્ઞાની મનુષ્ય સદા સત્યમાર્ગે ચાલે છે. તેના હૃદયનાં જ્ઞાન ચક્ષુ ઉઘડી જાય છે. અને તેથી તે સત્ય શું છે, તે સમજી શકે છે. આત્મજ્ઞાનથી સાચું સુખ અને સાચી શાંતી પમાય છે.

મહા પુરૂષોનાં જીવન જુઓ, તે સત્ય માર્ગે ચાલશે, કદી શાંતિનો ત્યાગ નહિ કરે, તેઓ આનંદી રહેશે, ન્યાયથી ચાલશે, બાહ્ય સંસારિક વસ્તુઓને અનિત્ય સમજી તેના ઉપર મોહ નહિ ધરે. એવા મનુષ્યો સદા પવિત્ર રહી સર્વનું ભલું ઇચ્છે છે. એવા મહા પુરૂષો જ સુખી છે, એજ આનંદમાં મસ્ત રહી શકે છે, તેમનાં જીવનને ધન્ય છે. દુઃખથી રીબાતાં મનુષ્યો દયાપાત્ર છે. તેમનું દુઃખ એ તેમની અજ્ઞાનતાનું ફળ છે. મનુષ્ય જ્યારે અજ્ઞાનતા છોડે છે ત્યારે સુખી થાય છે.

મનુષ્ય જન્મ ધરી સંસારમાં મોહ પામી વ્યવહારમાં રચ્યાપચ્યા રહી, લોભ લાલચને વશ થઇ પોતાના આત્માને ભુલી જવો, પોતાના ખરા કલ્યાણના માર્ગને ખોઇ દેવો એજ દુઃખના કારણરૂપ છે. લક્ષાધિપત પણ દ્રવ્યની બુમો પાડે, અને ગરીબ પણ પૈસા માટે હાય હાય કરે તો બેમાં શો ફેર? જેને તૃષ્ણા છે તે સદા દુઃખી છે. પ્રાપ્ત કર્ત્તવ્યો ન્યાયથી સિદ્ધ કરવા સર્વ પ્રતિ સમાન દૃષ્ટિ રાખી જીવનનો સદુપયોગ કરતાં શીખવું, એજ સુખનો ઉત્તમ માર્ગ છે.

તમે જાણો તેટલું આચારમાં મુકો. વાંચો તેટલું અમલમાં મુકો. તમારૂં જીવન સુધારવા માટે જાણેલી વાત ક્રિયામાં મુકો. આજથીજ આત્મજ્ઞાન મેળવવા પ્રયત્ન કરો, સંસારમાં રહી અસત્યને સ્થાન ન આપો. વ્યવહાર સેવો પણ અનીતિથી નહિ. તમે ઉચ્ચ થાઓ, બીજાના આદર્શરુપ બનો, અને અન્ય પ્રતિ રાખતાં શીખો. રાગદ્વેષનો ત્યાગ કરો, જેમ જેમ તમે અન્યમાં ભલું કરતાં શીખશો તેમ તેમ તમે આત્મજ્ઞાનના માર્ગે આગળ વધ્યે જશો. સત્ય સુખનો સર્વોત્તમ માર્ગ એ છે. અહંકારને ત્યાગો, ઇશ્વર સર્વ પ્રાણિમાત્રમાં છે, તેના સામર્થ્યને મેળવવા મથો. તેનું સામર્થ્ય જો તમે મેળવશો તો જરુર તમે નમ્ર બનશો, અન્ય પ્રતિ દયાળુ બનશો.

સુખી જીવન ગાળવા માટે શાંત થાઓ, પ્રમાણિક બનો, આનંદી બનો, સર્વ પ્રતિ પ્રેમ રાખવાની ટેવવાળા થાઓ, સર્વનુ ભલું ઇચ્છો અને કરો. વિપતિ સમયે પણ તમારા અંતરને મુંઝવો નહિ, ઇશ્વર ઉપર શ્રધ્ધા રાખો, અનન્ય શ્રદ્ધા તમારી વિપત્તિને હટાવી દેશે જેને ઇશ્વરની સહાય મેળવતાં આવડે છે તે સર્વ વસ્તુ પ્રાપ્ત કરી શકે છે.

---

વૈદ્યરાજ જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો

**ત્રિકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા**

**અથવા ચમત્કારીક ગુપ્ત વિદ્યાઓનો ભંડાર**

કીંમત રૂ ૫—૮—૦ પુસ્તક મંગાવવા લખો—

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે

ભાગ્યોદય ઓફીસ ખાડીયા:—અમદાવાદ

# પ્રકરણ ૪ થું

## સુખી જીવનના માર્ગો

મનુષ્ય માત્ર નો શું પણ પ્રાણિમાત્રમાં આત્મા વસી રહેલો છે. આત્માના સામર્થ્યને મનુષ્ય માત્ર પોતાનામાં પ્રગટાવી શકે તો તે પરતંત્ર મટી સ્વતંત્ર થઇ શકે. મનુષ્ય પોતે નિર્માલ્ય, નિર્બળ પરતંત્ર નથી પણ બળવાન, સર્વ શકિતમાન અને સ્વતંત્ર છે. મનુષ્ય સુખી થવા સર્જાયો છે. તેના પાસે દુઃખ આવી શકે તો સમજવું કે તે યથાર્થ મનુષ્યત્વને ભુલ્યો છે. ધનપતિના પુત્ર થવા છતાં ભિખારી વેશે ફરવું દીનતા દેખાડવી, ઘેર ઘેર ટુકડા માગી ખાવા એ ન છાજતી વાત છે. મનુષ્યની પણ તેજ દશા છે, તે પોતે પોતાના આત્મબળને પ્રાપ્ત કરી સમર્થ સર્વ શકિતમાન બની શકે તેમ છે. છતાં જો દુઃખી દરિદ્રી, અન્યાયી, ખુશામત કરનાર, નિર્બળ, બીકણ પરતંત્ર રહે તો તેમાં તેનો પોતાનોજ દોષ છે.

તમે પોતે સુખી થવા, આનંદ માણવા, શાંત જીવન ગાળવા સર્જાયા છે; ઇશ્વરે જે કાંઇ બનાવ્યું છે તે સર્વ તમારે માટે છે, તમારા આત્મસામર્થ્યનો વિકાસ થતાં ધન વૈભવ તમારા પગમાં રોળાય તો કાંઇ નવાઇ નથી, મનુષ્ય સંકલ્પ માત્રથી સર્વ કાંઇ મેળવી શકે

તેમ છે. તો પછી તેને અન્યની પાસે દીન બની કાંઇ માગવાપણું હોય જ નહિ. તમે તમારા આત્માની કળીને વિકસાવો, તેના બળને તમારામાં પ્રકટાવો. તો જરૂર સંકલ્પ માત્ર કરી તમારે જોઇતી વસ્તુઓ મેળવી શકશો, મનુષ્યે જે કરવાનું છે. તે માત્ર પોતાના યથાર્થ સ્વરૂપને જાણી લેવું, પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરી લેવો. પોતાના સ્વરૂપના સામર્થ્યને પ્રાપ્ત કરવું એ છે.

ઇશ્વરીય ચૈતન્ય તમારામાં છે, એ ચૈતન્યને જો તમારામાં પ્રકટાવી શકો તો તમારાં દુઃખ દરિદ્ર જતાં રહે; તમે સર્વ કાર્યમાં વિજય મેળવી શકો. તમે જીવ મટી શિવ થઇ શકો, તમે વક મટી સ્વામી થઇ શકો, જ્યાં સુધી તમે એ ચૈતન્યને તમારામાં પ્રકટાવી શકતા નથી ત્યાં સુધી તમે દુઃખી છો, ત્યાં સુધી તમે દીન છો; ત્યાં સુધી જ તમારે અન્યના ઓશિયાળા બની અન્યની ખુશામત કરવી પડે છે. વ્યવહાર અને પરમાર્થ ઉત્તમપણે સાધવા માટે સેવક મટી સ્વામી થવા, સુખી શાંત જીવનનો અનુભવ કરવા તમારે તમારામાં ઇશ્વરીય ચૈતન્યને પ્રકટાવવું એજ ખરૂં કર્તવ્ય છે.

ઇશ્વરતત્ત્વ આનંદમય અને જ્ઞાન સ્વરૂપ છે, સંસારના જીવો તેને સમજી શકતા નથી, તેને પોતાનામાં પ્રકટાવવા મથતા નથી તેથા તેમનાં જીવન દુઃખી છે. જેને આપણે જીવ માનીયે છીએ ત જીવનો જીવ સ્વભાવ એ સંસારના મનુષ્યોના લક્ષણરૂપ છે. જેને આપણે શીવ કહીએ છીએ એ શિવ સ્વભાવના મનુષ્યો મનુષ્ય મટી દેવ બને છે. તેમનામાં ઇશ્વરીય તત્વ પ્રકટાવવાની જીજ્ઞાસા રહે છે. આપણે જોઇશું તો ઘણા મનુષ્યો પોતાનું ખરૂં કર્ત્તવ્ય સમજતા નથી. જન્મ્યા, ભણ્યા, મોટી ઉમરે ધંધો કરવો, અને કમાવું એ તેમનો સ્વભાવ પડી ગયેલો હોય છે, આખો દિવસ વેપાર રોજગાર

કે નોકરીમાં ગાળે છે, રાત્રે પણ ધંધાના જ વિચારો આવે છે, એ સિવાય વૈભવ ભોગવવા, ભોગવિલાસ માણવા, સ્ત્રી પુત્ર સંબંધીઓના વિચારો કરવા, ઇન્દ્રિય સુખો મેળવવા લોભ લાલચને વશ થવું તે ન મળે તો, અથવા મળેલી વસ્તુ જાય તો, કે તે મળવામાં વિઘ્ન આવે તો શોક, પશ્ચાતાપ, દુઃખ માનવું, પોતાના કાર્યમાં વિઘ્ન આવે તે પ્રસંગે ક્રોધ કરવો એ સર્વ મનુષ્યોનો સ્વભાવ થઇ ગયો છે.

જેમને ઇશ્વર તત્વની પ્રાપ્તિની ઇચ્છા છે, તેઓ જુદાજ પ્રકારના મનુષ્યો છે. તેઓ પ્રાણિમાત્રને પોતાના આત્મતુલ્ય માને છે વ્યવહાર ખેડતાં પણ ઇશ્વરને ભુલતા નથી. સ્વાર્થને માટે અનીતિ સેવતા નથી, ઇન્દ્રિય સુખની કે વિષય વાસનાની ઇચ્છા છોડે છે, તે સત્યથી ચાલે છે, ઇશ્વરના ગુણ ધર્મોનો વિચાર કરી તેવું પોતાનું વર્ત્તન રાખે છે, જ્ઞાન મેળવવા મથે છે. તે નીતિથી ચાલે છે. ધન મેળવવા પ્રયત્ન કરે છે પણ તે ન્યાયથી અને સત્યથી મળે તેમાં સંતોષ માને છે. તે સદાચારો સેવે છે, સત્કર્મો કરે છે, પોતાનું જીવન ઉચ્ચ બનાવવા મથે છે.

ઇશ્વરીય તત્વને જે પ્રાપ્ત કરી શકે છે તે સુખી છે. સુખી જીવનનો તેનો અનુભવ થાય છે. ખરો અનુભવ તે મેળવે છે. તેમના રાગ દ્વેષ છુટી જાય છે. સ્વાર્થનો તે ત્યાગ કરે છે. તેમની પાસેથી કોઇ વસ્તુ જાય તો તેથી તેમને શોક થતો નથી તે સદા આનંદી રહે છે. ચિંતા તેમને સતાવી શકતી નથી. ધંધો કરવા છતાં તે પોતાના કર્ત્તવ્યને ભુલતા નથી. એ ઇશ્વર તત્વને મેળવવું એજ ખરૂં કર્ત્તવ્ય છે એમ તે માને છે. જ્યાં સ્વાર્થ છે, ત્યાં દુઃખ છે, મનુષ્ય સ્વાર્થને માટે જ અનીતિ સેવે છે. સ્વાર્થી સ્વભાવથી જ તે દુઃખી થાય છે. સ્વાર્થ છે ત્યાં સુધીજ તેને ચિંતા સતાવે છે, એ સ્વાર્થને

સાધવા મનુષ્ય યત્ન આદરે છે ત્યારે ઇશ્વરીય તત્વને મેળવવા ઇચ્છનાર સ્વાર્થને પ્રથમથીજ તિલાંજલી આપે છે. અને સ્વાર્થને બદલે પરમાર્થ સાધવા કટી કસે છે.

તમારા જીવનનું બારીકાઇથી નિરિક્ષણ કરો, તે તમને સુખી લાગે છે કે દુઃખી? તે તમને આનંદપ્રદ લાગે છે કે કંટાળા ભરેલું; જો દુખી અને કંટાળા ભરેલું લાગતું હોય તો આજથીજ તમારા જીવનની દિશા બદલો. ગત કર્મોને ભુલી જાઓ. સદા વર્તમાનમાં રહો, ભવિષ્યની ચિંતા ન રાખો તમે તમારૂં જીવન અન્યને પરમાત્માને સોંપી દો, તમે છુટા થઇ જાઓ, તમારો અંતરાત્મા કહે તેવી રીતે તમારૂં જીવન ગાળો, તમારા મનને તાબે ન થાઓ, સુખી જીવન કેવું હોય તેનો વિચાર કરો, તે જીવનમાં દુઃખરૂપી કંટકો ક્યાં ક્યાં છે. તે શોધી કાઢી તેને ઉખેડી નાંખો, વ્યવહારની ચિંતા ઇશ્વરને સોંપી દો, તમે ઇશ્વરીય નિયમાનુસાર તમારૂ જીવન ગાળવાનો અભ્યાસ સેવો.

તમે તમારી શાંતિ સદા સચવાય તેવું જીવન ગાળો સદા શાંત રહો. કદી પણ કોઇના ઉપર ગુસ્સે ન થાઓ ગુસ્સે થવાનું કારણ એકજ હોય છે અને તે એકે તમારી મરજી પ્રમાણે કોઇ કાર્ય ન થવું, કે કોઇ તમારી મરજી વિરૂદ્ધ વર્તન કરે; તમારૂં ધર્યું ન થવું એજ ગુસ્સે થવાનું કારણ હોય છે. તમે એ કારણના મુળને જોશો તો તેમાં તમારો સ્વાર્થ સમાયલો તમને લાગશે, સ્વાર્થને છોડો, ઇશ્વરની સહાય મેળવવા ઇશ્વરીય તત્વને તમારામાં પ્રકટાવવા સ્વાર્થ તો છોડવોજ પડશે વ્યવહારમા સ્વાર્થ તે હોય પણ અનાતિમય સ્વાર્થ ન હોય, સ્વાર્થ સાધવા અન્યનું અહિત કરવું નહિ કે કરવું નહિ, અન્યનું ભલું કરવાની ઇચ્છાથી સ્વાર્થ સાધવો

એ દુઃખપ્રદ નથી. ઘરમાં ઘડીયે ઘડીયે તમારા કુટુંબના કોઇ માણુસની ભુલ થતા, તમારા કહ્યા પ્રમાણે તે ન વર્તતા તમને ગુસ્સો થઇ આવે છે. તમારા ઘરના કોઇ માણુસથી જાણે અજાણે કાંઇ ભુલ થાય કે કાંઇ નુકશાન થાય તો તમને ગુસ્સો થઇ આવે છે, એ ગુસ્સા ઉપર અંકુશ મુકો, કદી પણ તપી ન જાઓ. થએલા કાર્ય માટે ગુસ્સો કરવાથી કાંઇ ન વળે. તેવા પ્રસંગે તમારૂ મગજ શાંત રાખવુ, થયેલા અકૃત્યનું વિસ્મરણ કરી ઘો. તમે એવી રીતે શાંત રહી અન્યને શાંત રાખવા તમારા વર્તનથી ઉપદેશ આપી શકો છો. જ્યાં તમે શાંતિ ખોઇ કે તરત તમારૂં ચૈતન્ય તમારામાથી ઓછું થવાનુ. જો તમે તમારા આત્મચૈતન્યને કિંમતી ગણતા હોતો ક્ષુદ્ર વ્યવહારિક પદાર્થોની હાની થતાં અશાંતિ ન દાખવતા તમારી શાંતિને જાળવી રાખો, જ્યાં છે ત્યાં આત્મચૈતન્ય વધુ ખીલી નીકળે છે.

સુખી જીવન ગાળવા સદા ઉત્સાહી બનો; કદી પણ નિરુત્સાહ મોં રાખી નિરાશ ન થશો, આળસનો ત્યાગ કરો, પ્રયત્નશીલ રહો, જ્યાં આળસ છે ત્યાં ઉત્સાહ નથી, જ્યાં ઉત્સાહ નથી ત્યાં પ્રયત્ન નથી; જ્યાં પ્રયત્ન નથી ત્યા ચૈતન્ય નથી. અગ્નિનું પ્રાબલ્ય તો તમે જોયું છે, તેના પ્રકાશ પણ તમે જોયો છે, એવું ચૈતન્યનું પ્રાબલ્ય છે. ચૈતન્ય પ્રકાશ પણ દિવ્ય અને ઝળાંઝળા કરી રહ્યો છે, એ પ્રકાશને તમારામાં પ્રકટાવો, તેને પ્રકટાવવા ઉત્સાહથી પ્રયત્ન કરો. વીજળીના પ્રકાશ અને બળ બન્ને રહ્યું છે; મોટાં મોટાં કારખાનાં વીજળીના બળથી ચાલી રહ્યાં છે; આંખોમાં અંધારા આવી જાય તેવો દિવ્ય પ્રકાશ વીજળી વડે મેળવી શકાય છે, એ વીજળીના પ્રકાશને અને બળને મેળવવા વીજળીનાં કારખાનાં નીકળ્યાં છે, તે કારખાનાઓથી શહેરમાં તેના પ્રકાશ અને બળને તે પહોચી શકે છે, તમારે તેટ

માત્ર બટન દબાવવાનું જ કામ છે, તમારા ઘરમાં વીજળીના દીવા હોય પણ તમે બટન દબાવો નહિ તો અંધારૂંજ રહે; તમારૂં કારખાનું ચલાવવા વીજળીનું બટન ન દબાવો તો કારખાનું ન ચાલે, તેમ તમારામાં આત્મચૈતન્ય તો છે જ, તમારે માત્ર તેનું બટન દબાવી તેના પ્રકાશ અને બળને મેળવવાનું જ બાકી છે, એ બટન દબાવવાનો તમે પ્રયત્ન ન કરો અને દુઃખની બુમો મારો તો તેમાં અન્યનો વાંક ન ગણાય એ માટે પ્રયત્ન કરો, તમારામાં રહેલા ચૈતન્યને મેળવવાના બટનને શોધી કાઢો. તે બટનને ન હાથ લાગવા દેનાર સ્વાર્થ, ચિંતા, આળસ, ભય, રાગદ્વેષ, અને ક્રોધનો ત્યાગ કરો. તમે તમારા અંતરમાં રહેલા એ બટનને દબાવવા તેની સાથે એકાગ્રતા સાધો. એકાગ્રતામાં વિઘ્ન નાંખનાર સંસારના વિષયોમાં ભમાવનાર મનને વશ કરો, મનને જ તેથી સાથે જોડી દો; તેનું ઘર્ષણ થતાં જરૂર બટન દબાશે અને તમારામાં આત્મ ચૈતન્યનો પ્રકાશ ઝળહળી રહેશે, જ્ઞાનની પ્રાપ્તિ થશે, તેના ફળ રુપે સુખ, આનંદ સર્વ કાંઇ મેળવી શકશો.

સુખીજીવન તો સર્વને ગમે છે, પણ સુખ મેળવવાનો રસ્તો તેમને બીજો સુઝયો છે. એ રસ્તો તેમને સુખના માર્ગે લઇ જતો નથી પણ દુઃખના માર્ગે લઇ જાય છે. તમે તમારા આત્માનો અનુભવ જ્યાં સુધી કરી શકતા નથી ત્યાં સુધી સુખી થઇ શકતા નથી, આત્માનો અનુભવ કરવા આત્માની સાથે એકાગ્રતા સાધવી, તેને કદી ન વિસરવા. તમે ધંધો કરો તેમાં પણ એકાગ્રતા સાધી શકો છો, અન્ય પ્રાણિમાત્રને પોતાના ગણી તેના ઉપર પ્રેમ રાખી તેની સાથે ધંધો કરો. તમે વૈદ હો તો તમારા રોગીના રોગ મટાડવાની ઇચ્છાથી તેની પાસે દ્રવ્ય મેળવો, તમે વકીલ હો તો તમારા અસીલને

જીતાડવા તેની પાસે શી લ્યો, તમે વેપારી હો તો તમારા ઘરાક સાથે ખુલ્લા હૃદયથી સત્ય વાત જણાવી તેને માલ આપો, જુઠું બોલી તેના અંતરાત્માને કદી પણ ન છેતરો, જો તમે સ્વાર્થને માટે તેને છેતરતાં શીખશો તો તમે તેને છેતરતા પણ તમારા આત્માને ઠગો છો અને તમારા આત્માથી દુર રહેવાની ક્રિયા કરો છો એમ માનજો. જો તમારે તમારા સર્વ કાર્યમાં ઇશ્વરની સહાય મેળવવી હોય તો અન્યનું ભલું કરવાની ઇચ્છાથી સર્વ કાર્ય કરો, કદી પણ કોઇને છેતરો નહિ, ઠગો નહિ, કોઇનું અહિત ઇચ્છો નહિ. સર્વની સાથે પ્રેમ રાખવો એ તમારા આત્મા પ્રતિ પ્રેમ રાખવાની નિશાની છે. જો તમે તમારા આત્માની પ્રીતિ મેળવવા ઇચ્છતા હો તો સર્વની સાથે અંતઃકરણપુર્વક પ્રીતિ રાખો, સર્વની સાથે સ્નેહથી વર્તો.

સર્વદા આનંદી જીવન ગાળો, કદી પણ તમારા આનંદનો ત્યાગ ન કરો, ગમે તેવા પ્રસંગે પણ આનંદ ન છોડો, આનંદ એ ઇશ્વરનો મહાન ગુણ છે, અંતરાત્માના ચૈતન્યના પ્રકાશનો ઉપરનો દેખાવ આનંદ છે, જેને અંતરાત્માનો સાક્ષાત્કાર થાય છે તે સદા આનંદી રહે છે, તેનું મોં ચઢતું નથી, તેને ભય થતો નથી. તેના આનંદમાં કોઇ વિક્ષેપ પાડી શકતું નથી. તેનો આનંદ અખંડ છે. એવા અખંડિત આનંદી રહેવાનો અભ્યાસ પાડો. સ્વાર્થને છોડશો તો તમારા આનંદમાં વાંધો નહિ આવે, સ્વાર્થ ન સધાય ત્યારે દુઃખ થાય છે, ક્રોધ થાય છે અને તેના પરિણામે આનંદનો નશ થાય છે. ઇશ્વરના જે ખાસ ત્રણ ગુણ છે તે સત્ય, ચિત, અને આનંદ એમાંના આનંદને તમે પકડો, જરૂર તેની પાછળ સુખ તો તણાયું આવશે. તમે ચિંતા છોડો, વિચાર કરો કે તમારો વ્યવહાર તમે જ્યારે ઇશ્વરને સોંપી દો છો ત્યારે તમારો વ્યવહાર સાધવાની તેને

ચિંતા પડે છે, તમારી ચિંતા તો જતી રહે છે. જ્યાં ચિંતા નથી, ત્યાં દયા આનંદ ટકી રહે છે. જેણે સ્વાર્થનો ત્યાગ કર્યો હોય છે ત્યાં ચિંતા ટકી શકતી નથી સત્યથી ચાલનારને આનંદનો અનુભવ થાય છે જ્યાં છળ કપટ હોય છે, પ્રપંચ હોય છે અનીતિ હોય છે, ત્યાંથી આનંદ દુર નાસે છે. તમે આનંદી રહેવાનો અખતરો અજમાવી જુઓ, તમારામાં કાંઇ નવીન પ્રકાશ તમને પ્રકટેલો જણાશે.

તમારે દીનતા દરિદ્રતા, ચિંતા, ભય, શોક, પરતંત્રતા છોડવી હોય અને સ્વતંત્રતા મેળવવી હોય, સુખી જીવન ગાળવું હોય, આનંદનો અનુભવ કરવો હોય તો આજથી તમારા જીવનના નાવનું સુકાન બદલો, તમે વ્યવહાર ભલે સેવો, સંસાર છોડી વનમાં જવાની જરૂર નથી ભગવાં વસ્ત્ર ધારણ કરી બાવા બનવાની જરૂર નથી. જે છોડવાનું છે તે માત્ર સ્વાર્થ. મનુષ્યો સ્વાર્થ આગળ આંધળા બને છે, એ સ્વાર્થ મનુષ્યને પાપમાર્ગે લઇ જાય છે, એ સ્વાર્થજ ચિંતા ઉપજાવે છે શોક પ્રકટાવે છે. દુઃખી બનાવે છે, ચૈતન્યના પ્રકાશને પ્રકટવા દેતો નથી, એ સ્વાર્થને છોડો. સ્વાર્થમય જીવન ગાળનારને જ ચિંતા, દુઃખ સતાવે છે. સર્વ કોઇ સ્વાર્થને સાધવા મથે છે માટે જ પરમાર્થને ભુલે છે.

જેને આત્મચૈતન્યને પોતાનામાં પ્રકટાવવાની ઇચ્છા હોય છે તેનો સ્વાર્થ ટળી જાય છે, તે પરમાર્થે જીવન ગાળે છે વિષય લોલુપતા છુટે છે, દયા પરોપકાર સર્વ સ્વાર્થ છુટે છે ત્યારે જ પ્રકટે છે, આ ભાા મહાપુરુષોએ કહ્યું છે કે, 'દયા ધર્મકા મૂલ હે, પાપ મૂલ અભિમાન' એનું કારણ એ છે કે સ્વાર્થ છુટે છે ત્યારે દયા ઉત્પન્ન થાય છે, અને ત્યારે પરોપકાર કરવાની વૃત્તિ થાય છે. પરોપકાર થતાં અન્ય પ્રાણિને આત્મતુલ્ય ગણવાની ટેવ પડતા દિવ્ય

આત્મજ્યોતિ [illegible] પ્રકટે છે; તેવીજ રીતે પાપનું મૂળ અભિમાન છે, જ્યાં સ્વાર્થ છે ત્યાં અભિમાન છે, જ્યાં અભિમાન છે ત્યાં અવનતિ છે ત્યાં આત્માનું ભાન ભૂલી જીવવાનું ભાન જાગ્રત થાય છે. જ્યાં જીવન છે ત્યાં દુઃખ, ચિંતા, ક્લેશ, ભય સર્વ છે. મનુષ્યે સંસારના પદાર્થોનાં યથાર્થ સ્વરૂપનો વિચાર કરવાની જરૂર છે. જો તે સમજે કે આ સંસારના પદાર્થો સુખના આપનાર છે કે દુઃખના આપનાર ? તે મેળવવાથી સુખ થાય છે અને જવાથી દુઃખ થાય છે એનો સર્વને અનુભવ છે તે પદાર્થો નાશવંત છે એ વાત સાચી છે, જે પદાર્થ નાશવંત છે તે વ્હેલો મોડો નાશ થવાનો, પછી તેના જવાથી શોક શા માટે ધરવો ? તેમ મનુષ્યે વિચાર કરવો, વ્યવહારમાં જોઈતા પદાર્થો વગર ન ચાલે એ વાત ખરી છે, તે મેળવવા પ્રયત્ન કરવો એ પણ ખરૂં, છતાં પણ જેથી આપણી શાંતિનો ભંગ થાય, આપણા આત્માનું ભાન ભૂલાય એવી રીતે એ પદાર્થો ન મેળવવા. નીતિથી, ન્યાયથી, પ્રયત્ન કરી મેળવવા તે રહે ત્યાં સુધી ઉપયોગ કરવો, જાય તો નાશવંત છે એમ માની સંતોષ માનવો. આત્માની સાથે તેનો સંબંધ નથી. મનુષ્ય શરીર સાથે તેનો સંબંધ હતો અને આ શરીરજ જ્યાં આપણું નથી તેને છોડી પણ જવાનું છે તો પછી તે શરીર સાથે સંબંધ રાખતા તે પદાર્થોનો જવા આવવાથી દુઃખ કે હર્ષ શો ? આત્માનો આનંદ લેવામાં વિઘ્ન ન પડે તેવી રીતે વ્યવહાર સાધવો એજ સર્વોત્તમ સુખ માર્ગનો છે.

સ્વાર્થી મનુષ્ય જ પોતાની ઇચ્છાના દાસ બની રહે છે. તેજ વાસનાને વશ થઈ રહે છે. જેણે પોતાનો આત્મા અને શરીરમાં ભેદ માન્યો છે તેવા આત્મચૈતન્ય મેળવવાની અભિલાષાવાળા મનુષ્યો

સંસારના પદાર્થો મળવાથી હર્ષ પામતા નથી કે જવાથી દુઃખી થતા નથી, તેમણે સ્વાર્થી ઇચ્છાઓને પોતાને વશ વર્તાવી હોય છે, તે સંસારના સ્વરૂપને સમજે છે. તે ગમે તેવી સ્થિતિમાં મસ્ત, આનંદી અને સુખી જીવન ગાળી શકે છે. સંસારમાં રહ્યા છતાં વ્યવહાર ધંધો ખેડવા છતાં અનીતિના માર્ગે ફસાતો નથી. સ્વાર્થી જીવનને તિલાંજલી આપે છે, સુખ દુઃખના ખરા મર્મને સમજે છે,તે ધાર્મિક જીવન ગાળે છે. અન્યની સેવા કરવામાં, અન્યનું ભલું કરવામાં પોતાનું કલ્યાણ માને છે. એવા મનુષ્યો જ ખરા સુખી છે.

તમારે ઇશ્વરની સહાયતા મેળવવી હોય તો સ્વાર્થી જીવન છોડો, પરમાર્થી જીવન ગાળો, સ્વાર્થ અથવા માયાનાં બંધનથી મુક્ત થાઓ, સ્વતંત્રતા મેળવવા તમારા પોતાના પગ ઉપર ઉભા રહેતાં શીખો, કદી પણ દીન ન બનો. કદી પણ ખુશામતીયા ન થાઓ. તમે સર્વને સહાય કરી શકો એવા છતાં અન્યના આગળ દીન બની તેની સહાયતા ન માગો. તમારે જે જોઇતું હોય તે તમારા અંતરાત્મા પાસે માગો, તમે અન્યનું કલ્યાણ કરવાની શકિત ધરાવો છો, તમારૂં કલ્યાણ ઇશ્વર વગર બીજાથી થવાનું નથી તમારે બ જાની આગળ કગાવવાની જરૂર નથી, તમે માત્ર તમારે માથે વિરાજી રહેલ, તમારા અંતરમાં નિવસી રહેલા, તમારા ધીંગા ધણીની જ પ્રીતિ સંપાદન કરી જે જોઇએ તે તેની પાસે માગો. સદા ઉત્સાહથી પ્રયત્નશીલ રહો, તમારી સાચી શ્રદ્ધા હશે તો તો તમારા પ્રયત્નનુ ઉતમ ફળ તમને તમારો નાથ આપશે.

જીવન્મુક્ત મનુષ્યો સદા શાંત, આનંદી અને સુખી હોય છે. તેમને બીજાના ઓશીયાળા રહેવું નથી તેમનો વ્યવહાર અને પરમાર્થ ઉત્તમપણે સધાય છે, તેઓ અન્યનું કલ્યાણ કરી જાણે

છે, તેમણે સ્વાર્થ છોડી અન્યનું ભલું કરવાનું વ્રત લીધું હોય છે. તે આપ્યે જાય છે; લેવાની ઇચ્છા માત્ર ઇશ્વર પાસે રાખે છે. વ્યવહારનાં દુઃખો કે કષ્ટોથી ગભરાવ નહિ. તે તમારા જીવનનો ઉદ્ધાર કરનાર છે એમ માનો. વ્યવહારમાં તમારા પાશા અવળા પડે તો ડરશો નહિ. તમે ઇશ્વરને ભુલ્યા છો તો જ તમને દુઃખ રીએ છે, તમે ચેતી જાઓ, ઇશ્વરાનુંસંધાન સાધો, તમારા જીવનનો વિકાશ કરો. તમે સેવક બની સ્વામી થાઓ, આત્માનો અનુભવ કરવા કટી કસો, સ્વાર્થને છોડો. નીતિમય જીવન ગાળો, સત્યથી ચાલો, શાંત બનો, ચિંતાને ત્યાગો, આનંદી થઇ રહો. તમારૂં જીવન તમને સુખી જણાશે.

આજથી સુખી જીવન ગાળવા યત્ન આદરો. કદી પણ ગુસ્સે ન થવું એવું વ્રત લ્યો, કોઇનું પણ અહિત ન ઇચ્છવું એવો નિશ્ચય કરો, સ્વાર્થ માટે લોકોનાં ગળાં રેંશવાનો સ્વભાવ છોડી દો અન્યનું ભલું કરવા મંડી પડો. તમારી પાસે દ્રવ્ય હોય તો તેનો પરોપકારમાં વ્યય કરો. દયા, દાન, પરોપકાર એ સર્વ સ્વાર્થ છોડવાના સાધનરૂપ છે. તમે મોટા અમલદારો હો તેથી સત્તાના મદથી અંધ ન બનો એ તમારી સત્તા ઇશ્વરની સત્તા આગળ નકામી છે; તે સત્તાનો સદુપયોગ કરો, એ સત્તાથી અભિમાની કે નિરંકુશ બની અન્યને પીડવા; અન્યના ઉપર દાબ બેસાડવા કદી ન ઇચ્છો. જ્યાં તમે સત્તાધારી હો તે સ્થળે તમે સત્તા છોડ્યા પછી જાઓ અને પ્રજા તમારો સત્કાર કરે તેવું વર્ત્તન આદરો. નીતિ અને ન્યાયને વળગી સત્તાનો સદુપયોગ કરો. તમારા આત્માને કદી ભુલી ન જશો, તો તમે જરૂર સુખી થશો.

સુખી જીવન ગાળવા વ્યવહાર ઉચ્ચપણે સાધવા, સંકટો દુર

કર. । ઇશ્વરની સહાય લીધા વગર છુટકો નથી, ઇશ્વર તમારી ઉપર-ચોટીયા પ્રાર્થનાથી પ્રસન્ન નહિ થાય, તે તમારી વાણીને નહિ સાંભળે તે તમારૂં પવિત્ર હૃદય છે કે કેમ, તમારૂં જીવન નિર્દોષ દયાળુ, ભલમનસાઇવાળું છે કે કેમ તે જુએ છે, તે સર્વમાં તમે જો તેને નહિ ભુલો તો તે તમારો બની રહેશે, તમે તેના બનશો તો તે તમારો બનશે, તમારે તેના બનવા માટે સ્વાર્થ છોડવો પડશે, પવિત્ર જીવન ગાળવા માટે ભલા થવું પડશે પ્રાણીમાત્ર પ્રતિ પ્રેમ રાખવો પડશે, ઉત્સાહી થઇ પ્રયત્નશીલ બનવુ પડશે: વ્યવહાર સાધો પણ સ્વાર્થને છોડીને સાધો. અન્યનું ભલું કરવાની ઇચ્છાથી વર્તો. સ્વાર્થને લીધે અંધળા બની પરમાત્માને ભુલી જશો તો પરમાત્મા તમને ભુલશે તો તમારાં દુઃખોનો ત્યાગ કરવાનો બીજો ઉપાય નહિ મળે.

---


તૈયાર છે તૈયાર છે તૈયાર છે

શ્રી સમર્થ

## સ્વામી રામદાસ બાબાજીનું જીવનચરિત્ર

વાંચતાં મનુષ્ય મહંત પદને મેળવીને ગુરૂસેવા, તપશ્ચર્યા. હિમાલયનિવાસ, સર્વોત્તમભાવના, આત્મસાક્ષાત્કાર આદિ વિષયોનો સમાવેશ હોવાથી પુસ્તક ઘણુંજ ઉપયોગી છે.

સચિત્ર કીંમત ૧—૮—૦

મંગાવવા માટે લખો

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે

ભાગ્યોદય ઓફીસ ખાડીયા:—અમદાવાદ

# પ્રકરણ ૫ મું

## સુખી જીવન કેમ ગાળવું

જે મનુષ્યે પોતે પોતાના મનને વશ કર્યું હોય છે તેજ ખરો જ્ઞાની, શાંત અને સુખી છે. જેણે પોતે પોતાના ઉપર વિજય મેળવ્યો છે, પોતાનામાંથી સર્વ પ્રકારનાં વિકારોનો ત્યાગ કર્યો હોય છે, એવા મનુષ્યને કોઇ પણ પ્રકારનાં દુઃખો સતાવી શકતાં નથી. એવા મનુષ્યો જ સુખી જીવન ગાળી શકે છે. આવા મનુષ્યોને સાધારણ મનુષ્યો જેવી ચિન્તાઓ અને કષ્ટ સહેવાં પડતાં નથી એવા મનુષ્યો ઉપર કોઇ પણ પ્રકારની આપત્તિ પણ કદી આવતી નથી. તે પોતાને ઇશ્વરનો આશ્રિત માને છે, તે અન્ય મનુષ્યો પાસે દીન થતો નથી તે માત્ર એક ઇશ્વરનો આશરો રાખી ઇશ્વરીય ગુણોને પોતામાં પ્રગટાવવા મથે છે

આવા મનુષ્યોમાં ઇશ્વરીય ગુણો પ્રકટ થતા હોવાથી કોઇ પણ વીરોધી શક્તિ તેને દુઃખ આપી શકતી નથી કે શત્રુઓ પણ તેને કાંઇ કરી શકતા નથી, તેનો વ્યવહાર ઇશ્વર નિભાવે છે. તે સદા દયાળુ, પ્રેમાળ અને આનંદી હોય છે. જે સ્વાર્થ છોડે છે તેનામાંજ દયા ઉત્પન્ન થાય છે. દયા ઉત્પન્ન થતાં શાંત સ્વભાવ થાય છે કોઇની

સાથે વિખવાદ થતો નથી, કોઇના ઉપર ક્રોધ પ્રકટતો નથી, અન્યના અવગુણો જોઇ ક્રોધને બદલે તેના ઉપર દયા ઉપજે છે અને તેથી તે સદા શાંત, દયાળુ અને સુખી જીવન ગાળે છે, તેનાં સુખને કોઇપણ છીનવી શકતું નથી.

વ્યવહારમાં મનુષ્યને સુખી જીવનમાંથી નીચે ગબડાવનાર એક સ્વાર્થ છે. જેણે સ્વાર્થ છોડયો તે ખરા ત્યાગી છે. સંસાર ત્યજી ભગવાં કપડાં છતાં જો સ્વાર્થ ન છોડયો તો પછી તે ખરે ત્યાગી નથી. સંસારમાં રહી પોતાનાં સ્ત્રી પુત્રના ભેગા રહી ઘરબાર ન ત્યજે પણ માત્ર એક સ્વાર્થન ત્યજે તો તે ખરો ત્યાગી છે, સુખી જીવન ગાળવા આવા ત્યાગી થવાની જરૂર છે. સ્વાર્થની ખાતર જ મનુષ્યો અધર્મિ બને છે. પોતાનો સ્વાર્થ સાધવા માટેજ મનુષ્યો પ્રપંચી બને છે. આપણે જોઇએ છીએ કે ઘરબાર છોડી સ્ત્રી પુત્રાદિનો ત્યાગ કરી વનમાં જવા છતાં પણ કેટલાક સાધુ સંન્યાસીઓએ સ્વાર્થનો ત્યાગ કરેલો ન હોવાથી ખરા ત્યાગી બનતા નથી. જે સુખ અને શાંતી મેળવવા તેમણે સંસાર છોડી લંગોટી મારી ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં હોય છે, તેમને સુખ કે શાંતિનો લેશપણ અનુભવ થતો નથી. કારણ કે તેમણે સ્વાર્થનો ત્યાગ કરેલો હોતો નથી મનુષ્ય જયારે સ્વાર્થ છોડે છે. ત્યારે જ મમત્વને છોડે છે, અને મમત્વનો ત્યાગ કર્યા વગર ત્યાગ લીધેલો મિથ્યા છે.

જે જે મહાપુરૂષો નિઃસ્વાર્થી હોય છે, તેજ ખરી શાંતિને અનુભવી શકે છે. સ્વાર્થનો ત્યાગ કરવાથી નમ્રતા, ક્ષમા, શાંતિ. દયા, ધર્મ, અને જ્ઞાન આવી તેનામાં વસે છે. એવા મહાપુરૂષો ભલે સંસારમાં હોય છતાં તે અલૌકિક ગુણોવાળા, પ્રસન્ન મુખમુદ્રાવાળા સદા શાંત અને આનંદી જણાય છે. તેમના સ્વભાવ સરળ અને

નિષ્કપટી બની રહે છે. જ્યારે સાધુ થયા છતાં પણ જેમણે સ્વાર્થ છોડયો હોતો નથી તેવા સાધુઓ ક્રોધી, પ્રપંચી, મઠ મંદિરોની ગાદી લેવાના પ્રપંચ કરનારા, પોતાની મોટાઇ બીજો ન લઇ જાય, બાજાને પ્રજા ન માને અને પોતાને માને તો સારૂં એવી ઇચ્છાવાળા, મઠ, મંદિરોની જાગીરો મેળવવા કોર્ટના ઝઘડામાં ઉતરનારા અને સંસારી મનુષ્યો કરતાં પણ વધુ પ્રપંચી હોય છે. આવા મનુષ્યો એક સંસાર છોડી બીજો સંસાર માંડે છે, એવા ત્યાગીઓને ખરી શાંતિ, સુખ કે જ્ઞાનનો લાભ ન જ મળી શકે.

મનુષ્યે સુખી જીવન ગાળવું એ ઉત્તમ કર્ત્તવ્યરૂપ ગણાય છે. સ્વાર્થ છોડી અન્યનું ભલું કરવાની ઇચ્છાવાળા મનુષ્યોને ઇશ્વરની સહાય હોય છે તેમને દુઃખમાંથી બચાવવા તેમનું રક્ષણ કરવા, તેમના ઉન્નતિ કરવા ઇશ્વર સદા તત્પર રહે છે. પણ અન્યની સેવા કરવાની ઇચ્છા બહાર જણાવી, ભંડોળો એકઠાં કરી હોઇયાં કરી જવાના વૃત્તિ રાખનારાઓનું કદી કલ્યાણ થતું નથી. ઇશ્વર તેમનાથી દુર છે, આવા મનુષ્યો સેવા કરવાના બ્હાના હેઠળ સ્વાર્થ સાધવાની ઇચ્છામાં પણ ગુપ્તપણે પોતાનો સ્વાર્થ સાધી લેવો, ધન, કીર્ત્તિ મેળવી લેવી એવી ઇચ્છા રહેલી હોય છે. અરે તેથીજ તેમની દેશનું ભલું કરવાની ઘણી સ્કીમો નિષ્ફળ નીવડે છે. અને મહાપુરુષનો અન્યનું ભલું કરવાનો એક બળવાન સંકલ્પ માત્ર અનેક જણનું કલ્યાણ કરે છે. એવો સંકલ્પ નિઃસ્વાર્થી મહાપુરૂષો જ કરી શકે છે.

મનુષ્ય ઇચ્છાઓના દાસ છે. તેમને એક વાસના પુરી થતી નથી એટલામાં બીજી પ્રકટે છે, વાસનાઓ એ મનોવિકારોથી ઉપજે છે, અને મન જ્યાંસુધી શાંત થાય નહિ ત્યાં સુધી વાસનાઓ ઉપજ્યા જ કરવાની અને વાસનાઓ ટળે નહિ ત્યાં સુધી સ્વાર્થ જતો નથી.

મનુષ્યને સ્વાર્થ એવો વળગેલો છે, કે તે સ્વાર્થ તેનાથી ત્યજાતો નથી, અને તેનાથી જ તે દુઃખી થાય છે. જો તે મન ઓને જીતે, સ્વાર્થને છોડે, જીવનમા અન્યનું ભલું કરવાના પ્ર ત્તિ આદરે તો તે દૈવી બળ અને દૈવી જ્ઞાનને મેળવી શકે.

જે મનુષ્ય વ ન ગો ઉપર પોતાનો અંકુશ સ્થાપી શકે છે, મનને જીતી લે છે, પેતે પોતાને વશ કરી રહે છે, તેજ આત્મવિજય મેળવે છે તેજ ખરો સ્વામી બને છે તે ખરો ત્યાગી ખરો પરમહંસ બની અલૌકીક સુખનો અનુભવ કરે છે. આત્મજ્ઞાન ત્યારે જ ઉપજે છે, કે જ્યારે તે સ ળ હૃદયનો, દયાળુ અને પરોપકારી બને છે. અન્ય મનુષ્ય કરતાં તેનામાં વિશેષતા એ છે કે તેમને કદી ચિંતા સતાવતી નથી તે પોતાનું નુકશાન કરનારનું પણ ભલું કરી શકે છે. સરળતા, સમા પણું ક્ષમા નિર્વૈર બુદ્ધિ, ઉદારપણું એ ગુણે અના સ્વભાવસિદ્ધ બની જાય છે મનુષ્યો સાધારણ રીતે સ્વાર્થથાજ ચિંતાવાળા બને છે. સ્વાર્થને લીધે પોતાના મનુષ્યત્વને ભુલી આંધળા બને છે. સ્વાર્થી મનુષ્ય જ ઇંદ્રિયોના દાસ બની જાય છે. તે પોતાની ઇંદ્રિઓની પ્રવૃત્તિને રોકી શકતો નથી તે સ્વતંત્ર વહેતી મુકે છે. જેમ તોફાની ઘોડાને ગાડીમાં જોડી લગામ હાથમાંથી છોડી દઈને જ્યાં દોડે ત્યા દોડવા દેવો, એ તેમાં બેસનારને માટે જોખમ ભરેલું છે, તેવી રીતે મનુષ્યોએ ઈંદ્રિયો ઉપર અંકુશ ન મુકી તેને ગમે ત્યા વહેવા દેવી એ દુઃખને હાથે કરી બોલાવી લેવા જેવું છે. સ્વાર્થ સાધવા ઇંદ્રિયો સ્વતંત્રપણે બહાર દોડવા કરે અને તેના ઉપર મનુષ્ય અંકુશ ન મુકી શકે તો તે જરૂર દુઃખી થાય, પાપી બને અને ચિંતા તેને સતાવે.

મનુષ્ય જ્યારે દુઃખી થાય છે. ત્યારે તે પોતાના દોષ કાઢે છે,

તે વખતે તે એવો ગભરાય છે કે દશા જોવરાવવા જોષીઓને ત્યાં ધક્કા ખાય છે કેટલીકવાર તો કર્મના ભરોસે બેસી રહી તે દુઃખમાંથી છુટવા યત્ન ન કરતાં નિરાશ બની બેસી રહે છે, પણ પોતાના ક્યા કર્મનું ફળ એ છે તેની તપાસ કરતા નથી. પોતાના દોષનું તે પરિણામ છે એમ માનતા નથી, અને ચિંતા, શોક અને દુઃખમાં ગરકાવ થઇ પડી રહે છે, આવા મનુષ્યોએ નિરાશ ન થતાં તરત જ પોતાના વર્ત્તનમાં સુધારો કરવો પોતે પવિત્ર બની જવું, સરળ હૃદયના બની ઇર્ષ્યા, અનીતિ. અશાંતિનો ત્યાગ કરી ઉચ્ચ સદ્‌ગુણોને ધારણ કરવા. અત્યાર સુધી તે ઇશ્વરને ભુલેલા હોવો જોઇએ. તે ઇશ્વરને ભુલે છે તોજ તેને દુઃખ સતાવે છે, તેથી બીજે કોઇ સ્થળે ફાંફાં ન મારતા ઇશ્વરનો આશરો શોધવા તત્પર થઇ જવું. ઇશ્વરનો આશરો ત્યારે જ મળે છે કે જ્યારે મનુષ્ય ઇશ્વર તરફ વળે છે, તે ઇશ્વરના ગુણોને ધારણ કરે છે, અને સ્વાર્થ છોડી પરોપકારમય જીવન ગાળે છે.

તમે તમારા આવક જાવકનો હિસાબ તો રોજને રોજ રાખો છો, બાર માસે સરવાયુ પણ કાઢે છો કે આટલુ કમાયા અને આટલું ખોયું. પણ કદી તમે તમારા જીવનમા કેટલાનાં જીવન ઉચ્ચ બનાવ્યાં, કેટલાને સુખી બનાવ્યા, કેટલાને પીડયા. કેટલાને સતાવ્યા એનું સરવાયું કાઢયું છે ? તમે અમલદાર હો, ઇશ્વરે તમને સત્તા આપી હોય તો તે અમલદારીમાં તમે કેટલાને દુઃખ દીધું તમારો સ્વાર્થ સાધવા કેટલાના ઉપર સત્તા ચલાવી, તે સત્તાના બળથી કેટલાને રીબાવ્યા, અથવા તો કેટલાનાં જીવન સુખી કર્યાં, કેટલાનાં જીવન ઉચ્ચ બનાવ્યા. કેટલાને અનીતિ કરતાં અટકાવી નીતિના માર્ગે વાળ્યા એનુ સરવાયું કાઢયું છે ? તમે વેપારી હો તો તમે તમારા

વેપારથી કેટલાને સુખી કર્યા અને કેટલાને રડાવ્યા તેનો તરસાળો કાઢયો છે ? જો આવાં સરવાળાં ન કાઢયાં હોય તો કાઢતા જાઓ, એટલે તમારુ જીવન કઇ દિશામાં વ્હે છે તેની તમને ખબર પડી જશે, તમે ઇશ્વરથી દુર નાસો છો કે તેમની પાસે જાઓ છો તે સમજાશે.

જે મનુષ્ય ઇશ્વરને માને છે, તેણે ઇશ્વરનો પ્રેમ મેળવવા સદા મથવું. વ્યવહારનાં દુઃખોમાંથી છુટવા ઇશ્વરની જ સહાય મેળવવી, તમને વેપારમાં ખોટ જાય કે નોકરીમાંથી તમે ડાગ્રેડ થાઓ, દેવું વધી જાય; આવકનાં સાધન ઓછાં થાય તો પણ ગભરાવું નહિ, તેમાં પણ તમે ઇશ્વરને ભૂલ્યા હશો એમ નક્કી માનજો. ઇશ્વરને જે ભુલતો નથી તે સદા સુખી, શાંત અને સંતોષીજ રહી શકે છે. તે સદા સત્યને વળગીને ચાલે છે. તેવા મનુષ્યો વ્યવહારના પદાર્થો કરતાં ઇશ્વરના પ્રેમને અમૂલ્ય ગણે છે. તે કોઇપણ કાર્ય એવું કરતા નથી કે જેથી ઇશ્વરનો પ્રેમ તે ખોઇ બેસે. તેમણે સ્વાર્થી વાસનાઓને છોડી હોય છે, તે પોતાના મનને સદા કબજે રાખી શાંત બનાવે છે. મનોવૃત્તિઓને સન્માર્ગે દોરે છે, તે અન્યને સુખ આપવામાં તત્પર રહે છે, આવા મનુષ્યો પોતે પોતાનું તેમજ પારકાનું કલ્યાણ સાધી શકે છે. તેને સદા ઇશ્વર સહાય આપે છે. પોતે પોતાનો સ્વામી બને છે, પાપને જીતે છે, પાપકર્મ કરવાનું તેને મન થતુંજ નથી જેથી તેને દુઃખ પણ પડતું નથી, તે સદા સુખી જીવન વિતાવે છે.

મનુષ્યને સર્વથી વધુમા વધુ અહિત કરનાર શત્રુ સ્વાર્થ છે. સ્વાર્થજ મનુષ્યને ઉંડા ખાડામાં ધકેલનાર દુઃખદ પ્રસંગો લાવી મુકનાર છે. જ્યાં અજ્ઞાન છે, ત્યાં જ પાપરૂપ અંધકાર છે. વાસનાઓ જ મનુષ્યને દુઃખ આપનાર છે. નિઃસ્વાર્થી મનુષ્યનામાં, દયા, પરોપકાર, સત્યતા, પવિત્રતા જણાઇ આવશે. સ્વાર્થી મનુષ્ય જ મૂર્ખ

નિર્બળ, પરતંત્ર, નિરાશાવાદી, શોક, દુઃખથી પીડાતા અનેક ઇચ્છાઓના દાસ બની રહે છે. જે મનુષ્યો સંસારમાં રહી વ્યવહાર સાધવા છતાં પણ સદા શાન્ત, ગંભીર, નમ્ર અને સંતોષી છે, તેજ ખરા જ્ઞાની છે, તેજ સુખી જીવનનો ખરો લાભ મેળવી શકે છે. જેમને ઇશ્વરીય જ્ઞાન પ્રાપ્ત થાય છે અને જે સત્ય માર્ગે ચાલે છે તે મનુષ્યો બળવાન, વિજયી અને જ્ઞાની ગણાય છે.

સુખી જીવન ગાળવા સતોષી થવું, પ્રયત્નશીલ રહેવું, મળે તે ભોગવવું પણ નીતિ અને ન્યાયથી મેળવવું. જેમને ધન, સંપત્તિ, માન, મોટાઇ અને સુખની પણ ઇચ્છા હોતી નથી, પણ જે પોતાની પાસે હોય છે તેમાંજ સંતોષ માની પ્રસન્ન રહે છે, વસ્તુનો નાશ થાય છતાં શોક કરતા નથી, તે ખરા ઇશ્વર ભકત છે, જેમને ધન, સંપત્તિ મોટાઇની અંતરમાં ઇચ્છા હોય છે, જેમને પ્રાપ્ત વસ્તુઓથી સંતોષ નથી, પણ મળેલી વસ્તુઓ જતાં કલેશ થાય છે તે યથાર્થ મુર્ખ, અને અજ્ઞાની છે.

મનુષ્યમાં આત્મબળ છે; આત્મબળ પ્રાપ્ત કરનાર મનુષ્ય સર્વત્ર વિજય મેળવે છે, જે મનુષ્ય પોતે પોતાના ઉપર વિજય મેળવી શકે છે, તેજ યથાર્થ વિજયી છે, અન્ય મનુષ્ય ઉપર વિજય મેળવનાર પણ પોતાના ઉપર વિજય મેળવી શકતા નથી. જે પોતાના મન ઉપર વિજય મેળવી શકે છે. તેજ ખરા વિજયી છે, મનુષ્ય સ્વામી છે. તે અન્યને પોતાના તાબામાં રાખવા માટે સ્વામી બની શકતા નથી પણ પોતાની મનોવૃત્તિઓને તાબે કરી લેવા માટે સર્જાયો છે. અન્યના ઉપર વિજય મેળવવો એતો જીવ સ્વભાવનું અભિમાન દર્શાવનાર છે. આત્મસંયમદ્વારા આત્મશક્તિયો પ્રકટાવવા મન ઉપર વિજય મેળવનાર ખરો વિજયી છે તેજ સુખી જીવન ગાળી શકે છે.

જે મનુષ્ય વ્યવહારને ક્ષણીક માની ઇશ્વરને સત્ય માની ઈશ્વરની પ્રીતિ મેળવવા ઇચ્છે છે, તે સદા સત્યના માર્ગે ચાલે છે, સ્વાર્થને છોડે છે. એવા મનુષ્યમા જ ઇશ્વરીય ગુણો પ્રકટે છે. અને તેવા જ સુખી જીવન ગાળી શકે છે. જે મનુષ્યો માનસિક વિકારોને વશ છે તેને દુઃખ છે. જેણે માનસિક વિકારો ઉપર વિજય મેળવ્યો છે તે ભયને જીતે છે. તે સદા ઉચ્ચ આશયવાળા હોય છે, સંસારમાં બનતા બનાવો તેને પાણીના પરપોટા જેવા ક્ષણભંગુર જણાય છે. તે પાપકર્મ કરતા નથી, સદા શાંત સુખી અને આનંદી બને છે, તે ચિંતા સેવતા નથી. જે મનુષ્યો માત્ર ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી સન્માર્ગે ચાલી નિર્ભય બની પવિત્ર અંતઃકરણથી આત્મબળ મેળવવા મથે છે તે સદા સુખી જીંદગી ગાળે છે. તેમનું લક્ષ્યબિંદુ સદા ઉંચા પ્રકારનું હોય છે. તેમને ઇશ્વર જ એક ધ્યેય ઉપાસ્ય અને સેવ્ય હોય છે એવા મનુષ્યો સુખી જીવન ગાળી ખરી શાંતિનો અનુભવ કરે છે.




વૈદ્યરાજ જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો

## વૈદ યાને વૈદક

### ભાગ ૧ લો અને ૨ જો

આ પુસ્તકમાં તમામ રોગ મટે એવા ઔષધો અને વનસ્પતિ શાસ્ત્ર આપવામાં આવ્યાં છે. ઔષધો ચુર્ણો, ગુટીકા, દવાઓ, રસો, ભસ્મો કી. રૂ ૧॥

મંગાવવા માટે લખો

ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ અને મુંબઇ

# પ્રકરણ ૬ ઠું

## સુખી જીવનનો સદુપદેશ.

જે મનુષ્યને ઇશ્વરીય જ્ઞાન થાય છે તેજ સ્વામી થઇ શકે છે, તે સત્ય ઉપર અટલ ભાવ રાખે છે. સત્યપણે ચાલે છે; સત્યની ભાવના તેનામાં રમી રહેલી હોય છે. તે સત્યપાલન માટે હૃદયની સરળતા, ચારિત્ર નિર્મળ અને અંતઃકરણ પવિત્ર રાખે છે. તેમના હૃદય મંદિરમાથી સ્વાર્થવાળી વાસનાઓનો ત્યાગ થયેલો હોય છે; તેઓ વિદ્વતાનો ડોળ રાખતા નથી, જગત્‌માં પોતાની મોટાઇ બતાવવા ઇચ્છતા નથી. તેઓ પોતાની મનોવૃત્તિઓને કાબુમાં રાખી સદા પ્રસન્ન રહે છે અને તેને સન્માર્ગમાં જોડે છે, જેથી તે દુઃખો અને પાપો ઉપર વિજય મેળવી શકે છે તથા જેના પરિણામે તેને જ્ઞાન થાય છે કે મનુષ્યની આત્મજ્ઞાનથીજ ઉન્નતિ થાય છે.

આવા પવિત્ર પુરુષો મતમતાંતરોના ઝઘડા વ્હોરતા નથી, તે તો પોતે સદા સત્કર્મ કરે છે અને પરોપકારમાં તત્પર રહે છે, તે તો સદા પોતાના ચારિત્રની શુદ્ધિ ઉપર જ દેખરેખ રાખે છે. પોતે એકવાર કરેલા નિશ્ચયને પાળી શકે છે કે નહિં, સત્યવ્રત ધારણ કરવાનો નિશ્ચય કર્યા પછી તે પ્રમાણે સદા સત્યનું પાલન કરવામાં

આવે છે કે નહિં, ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવાનો નિશ્ચય કર્યા પછી તેની સંકટ વખતે પણ તે શ્રદ્ધા ડગમગી તો નથી ગઇને, એની દેખરેખ રાખે છે. તે બાજાના દોષ જોવા ઇચ્છતા નથી, તે તો પોતાનામાં દોષ છે કે નહિં તેજ તપાસે છે, બીજાના તો ગુણજ જુએ છે. આવા જ્ઞાની પુરૂષો પોતાનામાં સ્વભાવ સિદ્ધ થઇ પડેલા સત્કર્મો જોઇને સદા પ્રસન્ન રહે છે. તેમનો સદા વિજય જ થાય છે. તેઓ પવિત્ર બની સાક્ષાત ઇશ્વરની મૂર્ત્તિરૂપ બની રહે છે.

મનુષ્ય પ્રથમ અભ્યાસી બને છે, તે મહાન પુરુષોના ચારિત્રનો અભ્યાસ કરી તેના ચારિત્રને પોતાનામાં ઉતારવા મથે છે. ઇશ્વર સ્વરૂપ પરમાત્માના ઉચ્ચ ગુણોને પોતાનામાં સ્થાપવા મથે છે અને સાધક દશામાંથી તે તે ગુણોને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરી અંતે સિદ્ધ બની જાય છે. મનુષ્ય જ્યાંસુધી તેને પાછા પડવાનો સંભવ છે, પણ જ્યાં સિદ્ધ થાય છે ત્યાં પછી તેને નીચે પડવાનો સંભવ નથી. સાધક અભ્યાસી છે અને સિદ્ધ તો અભ્યાસ પરિપકવ થતાં આદર્શમય ચારિત્ર સ્વભાવ સિદ્ધ થઇ જાય છે. આવા મહાપુરુષોનો આનંદ સ્વભાવસિદ્ધ હોય છે, તેમને સત્ય પાળવાનો સ્વભાવજ પડી જાય છે. એ પોતે પોતાની પ્રવૃત્તિનો સ્વામી થઇ જાય છે. તેની સત્યથી વિરૂદ્ધ પ્રવૃત્તિ થઇ શકતી જ નથી, તેનાથી પાપકર્મ થઈ શકતાં જ નથી, તે સદા પુણ્યકર્મ કરે છે, પરોપકારમય જીવન ગાળે છે. તેણે દુઃખ માત્ર ઉપર જય મેળવ્યો હોય છે.

તેજ મનુષ્ય જ્ઞાની, શાંત અને સુખી છે કે જેણે પોતાના મનને પોતાને વશ કરી લીધું હોય છે, તેમણે પોતે પોતાના ઉપર વિજય મેળવી લીધો હોય છે અને પોતાનામાંથી સર્વ પ્રકારના વિકારોનો ત્યાગ કરી દીધો હોય છે. આવા જ્ઞાની મનુષ્યોને પછી કોઇ

પણ પ્રકારનું દુઃખ સતાવી શકતું નથી; તે સદા પરમ ચૈતન્યના આનંદમય રસમાં તરબોળ રહે છે. એવા આનંદને ભોગવનાર મહાત્માજ પૂર્ણજ્ઞાની અને સુખી છે.

સાધારણ મનુષ્યને તો સંસારમાં અનેક ચિંતાઓ સતાવે છે, વ્યવહારમાં અનેક કષ્ટ આવે છે અને તેના ઉપર કોઇ પણ પ્રકારની આપત્તિ આવી પડે છે તેવી ચિંતા, કષ્ટ કે વિપત્તિ મહાપુરૂષોને હોતી નથી. તેમણે ઇશ્વરીય ગુણોને સ્વભાવસિદ્ધ કરી લીધેલા હોવાથી પોતાના આત્મતેજનો પ્રકાશ તેમનામાં સ્વભાવસિદ્ધ થયેલો હોય છે જેથી તેને કોઇ પણ એવી અહિતકર શકિત નીચે પાડી શકતી નથી, કે કોઇ પણ શત્રુ તેને હાનિ કરી શકતા નથી. સુખી જીવનનો સ્વાદ ચાખવા તમે આવા ઉચ્ચ ઇશ્વરીય ગુણોને ધારણ કરો.

મનુષ્ય માત્ર મહાપુરુષ થઇ શકે છે. સુખી જીવન ખરો આનંદ અને શાંતિ મહાપુરુષનેજ પ્રાપ્ત થાય છે. તે પોતે દયાળુ અને શાંત હોય છે, જેથી તેમને કોઇ પણ વ્યક્તિ દુઃખ આપી શકતી નથી. જે મનુષ્યોમાં સ્વાર્થ છે તે કદાપી મહાપુરૂષ થઇ શકતા નથી. મનુષ્યોનાં જીવન તપાસીશું તો કેટલાક મનુષ્યો હલકા સ્વભાવના, સ્હેજ સ્હેજ વાતમાં ગુસ્સે થઇ જનારા અને દ્રવ્યના કે સત્તાના મદમાં બીજાના ઉપર તીરસ્કાર દર્શાવનારા ઘણા હોય છે. જ્યારે કેટલાક જેમ જેમ સંપત્તિ, સત્તા કે દ્રવ્ય વધુ મળતાં જાય છે તેમ તેમ નમ્રતાને ધારણ કરે છે, ક્ષમાવાળા બને છે, તેમનો સ્વભાવ ક્રોધી હોય છે તે મટી શાંત બને છે, ધીરજવાળા બને છે, અને આનંદને જાળવી રાખી અન્ય ઉપર દયા અને પરોપકાર કરનારા બને છે. આવી રીતે ક્ષુલ્લક હ્રદયના મનુષ્યો પોતાની સત્તા બીજાને બતાવવા મથે છે અને ગંભીર હ્રદયના મનુષ્યો પોતાને નહિવત્ માની પરોપકાર કરવામાં પોતાનુંજ મહદ્‌ભાગ્ય સમજે છે.

ઘણીવાર જોઇએ છીએ કે એક અમલદાર અને પટાવાળાના સ્વભાવમાં ફેર પડી જાય છે. રસ્તામાં જતાં ગરીબ ભીખારીને પટાવાળો તિરસ્કારથી દૂર ખસેડવા યત્ન કરે છે, ચલ બે કરી એક બે ગાળો પણ સંભળાવી દે છે, ત્યારે તેનો અમલદાર જો શાંત અને ડાહ્યો હોય છે તો પેલા પટાવાળાને તેમ કરતાં રોકી એ પંગ ગરીબ ઉપર દયા લાવી તેને ધીમેથી કહે છે તથા બે પૈસા ઉપર આપે છે. આવી રીતે જે મનુષ્યોનામાં કાંઇક વધુ છત હોય છે તે કદી ઉછાંછળા સ્વભાવના હોતા નથી તે શાંત, ગંભીર અને દયાળુ હોય છે. જેમનામાં વધુ છત હોતી નથી તેજ વ્યવહારિક સત્તાના મદમાં હલકો સ્વભાવ રાખે છે. તે સ્વભાવ તેને અંતે દુઃખ આપનાર થઇ પડે છે.

તમે હાલ ગમે તે સ્થિતમાં હો, તમે ગમે તેવા પદ ઉપર હો તોપણ ઉછાંછળા થતા નહિં. જો તમારે શાંત જીવનનો અનુભવ કરવો હોય તો અત્યંત સરલ સ્વભાવના બનો, અન્ય પ્રતિ પ્રેમ રાખનારા, દયાળુ અને પરોપકારી બનો. તમારા વ્યવહારીક પદ કરતાં ઇશ્વરીય મહાન પદની યોગ્યતા વિશેષ છે. તે યોગ્યતા મેળવવા તમે ઇશ્વરના ગુણોને ધારણ કરો. ઉચ્ચ બનો અને તમારાં ચારિત્રના દૃષ્ટાંતથી બીજાને ઉચ્ચ બનાવો. તમારૂં ચારિત્રનું બીજા અનુકરણ કરે તેવું ઉત્તમ હોવું જોઇએ તોજ ખરા સુખનો તમને અનુભવ થશે.

તમે સદા પવિત્ર રહો, તમારા હૃદયમાં ક્ષોભ ઉત્પન્ન થાય તેવી અહિત ક્રિયા કદી પણ ન કરો, તમે કોઇનો પણ ભય પામો નહિં, તેમ કોઇને પણ ભયરૂપ ન બનો, તમે સર્વદા સર્વ કોઇને સુખ આપનારા બનોઃ તમારા સંબંધમાં આવનારને તમે સુખી કરી શકો, તેને ઉચ્ચ ચારિત્રવાન બનાવી શકો તેવા તમે બનો તોજ સુખી જીવનનું ખરૂં રહસ્ય તમને સમજાશે.

સંસારમાં રહેવું પણ સદા શાંત પવિત્ર અને આનંદીપણે રહેવું. મનુષ્યો પોતાના ક્ષુદ્ર વાસનાઓ અને મનોવિકારોને લીધે અવળે માર્ગે ચઢી જાય છે. જો તેને દુર કરે તો તેનામાં દૈવીજ્ઞાન અને બળ જરૂર પ્રાપ્ત થાય આવા મનુષ્યો જ સુખી થાય છે, જે પોતે પોતાને વશ કર્યો છે તેજ આત્મ વિજયી છે, તેજ ખરો સ્વામીછે તેજ પરમહંસ છે. અન્ય મનુષ્યના કરતાં આવા આત્મદર્શી પુરૂષોમાં સરળતા પ્રેમ દયાળુતા અને ગુણોની વિશેષતા હોય છે. મનુષ્ય જ્યાં સુધી સ્વાર્થ યુકત વાસનાઓનો દાસ હોય છે, ત્યાં સુધીજ તે આંધળો બની અર્નાતિના રસ્તે ચાલી દુઃખી થાય છે.

મનુષ્યને અવળે રસ્તે લઇ જનાર તેની ઇન્દ્રિય છે અને સ્વાર્થી મનુષ્ય સદાં ઇન્દ્રિયોનો દાસ બનેલો હોય છે તે પોતાની ઇન્દ્રિયોની પ્રવૃતિને રોકી શકતો નથી. હરાયાં ઢોરની માફક તેની ઇંદ્રિયો ગમે ત્યાં વહેતી હોય છે અને તેની પ્રેરણાનુસાર તેના ભોગની વસ્તુઓ મેળાવવા મથના કરે છે, આવા મનુષ્યો પરિણામે દુઃખી થાય છે તેવા મનુષ્યો ઇન્દ્રિયોને તૃપ્ત કરવા પાપકર્મ પણ કરતાં ડરતા નથી; તે સમજે છે કે આ કાર્ય કરવું એ પાપકર્મ છે પણ તે ઇન્દ્રિયોના દાસ બનેલા પરતંત્ર હોય છે અને તેથી તેમને ઇન્દ્રિયો કહે તે રસ્તે વ્હેવાનું હોય છે અને પરિણામે જ્યાં દુઃખ મળે છે ત્યારે કહે છે કે મારા નશીબમાં દુઃખ હોવાથી તે ભોગવવું પડે છે, પણ તેમા તો તેની મુર્ખતાજ છે. તે ધારે તો ઇન્દ્રિયોને પોતે વશ વર્ત્તાવી શકે છે અને અહિતકાર કાર્યમાં વહતી ઇન્દ્રિયોને રોકી પોતે સુખપ્રદ કાર્યો કરી શકે છે અને વિપત્તિથી પોતાનું રક્ષણ કરી શકે છે.

જે મનુષ્ય સંસારમાં પણ ઇશ્વર સર્વત્ર વ્યાપક છે એમ માને

છે, જે પોતાના હૃદયમાં બેઠેલો છે અને તેને આપણે જોઇ શકીએ છીએ એવો નિશ્ચય કરે છે તે ઇશ્વરીય જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે. જ્યાં ઇશ્વરનો તેને દૃઢ વિશ્વાસ થાય છે ત્યાં તે સત્યપણે ચાલી શકે છે અને પછી તેના હૃદયમાંથી સ્વાર્થી વાસનાઓનો ત્યાગ થઇ શકે છે, મનુષ્યનો સ્વાર્થ જેવો બીજો કોઇ શત્રુ નથી, અજ્ઞાનતા વગર બીજો કોઇ અંધકાર નથી અને તેને ક્ષુદ્ર વાસનાઓ સિવાય બીજું કોઇ દુઃખ દેનાર નથી.

સ્વાર્થી મનુષ્યમાં ઇચ્છા. અનિચ્છા, શોક, અભિલાષા, નિરાશા, મૂર્ખતા, નિર્બળતા અને પરાધિનતા જણાય છે. જ્ઞાની મનુષ્ય તો વ્યવહારમાં કાર્ય કરતાં પણ સદા શાંત, ગંભીર, નમ્ર અને સંતોષી રહે છે; તેને શોક કે નિરાશા સતાવી શકતાં નથી.




વૈધરાજ જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો

**વૈદવિનોદ**—વૈદ્ય થવા માટે દરેક રોગનું નીદાન, લક્ષણ, પરીક્ષા અને તેના ઉપર આકસર અનુભવસિદ્ધ દવાઓનો સંગ્રહઃ જેવડે માણસ પોતે દવા કરી શકે છે, શારિત્રય ગ્રન્થ છે કી રૂ. ૩—૦

**વિનોદચન્દ્ર**—એક અતિ રસમય અને બોધક વાર્તા, આ પુસ્તકમાં સત્યનો જય અને અસત્ય પ્રપંચ, વ્યભિચારાદિ દુર્ગુણોથી થતા વિનાશોનો ચિતાર આપવામાં આવ્યો રૂ. ૧—૦

ભાગ્યોદય ઓફીસ
અમદાવાદ અને મુંબાઈ.

# પ્રકરણ ૭ મું.

## સુખી જીવનની સફળતા

મનુષ્ય અનેક પ્રકારના વિચાર કરે છે તેમાં કેટલાક વિચાર તો તદ્દન નકામા અને ખરાબ આવે છે, આવા વિચારનું વારંવાર સેવન કરવાથી મનુષ્યની સંકલ્પશક્તિ ઘટી જાય છે, અને તેની સ્થિતિ પલટાવી જાય છે. અનેક પ્રકારની ઇચ્છાઓ, અભિલાષાઓ, અનેક પ્રકારની વસ્તુઓ મેળવવાના વિચારો, ઘડીકમાં કોઇ કામ કરવાનો વિચાર કરવો, વળી ઘડીકમાં તે વિચારને ફેરવવો એમ એક બીજાના વિરોધી વિચારોનું સેવન કરવાથી; તેને જરા પણ શાંતિ મળતી નથી. સુખીજીવન આવા વિચારો ગાળનાર ભોગવી શકતા નથી.

સરળ હૃદયના થવું, શાંતિથી રહેવું, એક વિચારને વળગી રહેવું, કરેલા નિશ્ચયમાંથી ચળાવનાર વિચારનું સેવન ન કરવું, શ્રદ્ધાળુ બનવું એ સુખી જીવનનો અનુભવ કરાવનાર છે. ઘણા તો કામ ધંધા વગરના પણ માથાફોડ કરે છે, જેમાં પાઇની કમાઇ નહિ તેવી વાતોમાં મનને ઉદ્વેગ સેવે છે. અત્યારે તો કેટલાક જાણેલું વર્તનમાં ઉતારવાને બદલે વાદવિવાદ કરવામાં પોતાનું ગૌરવ માને છે. કેટલાક બ્રહ્મ સત્ય, માયા અસત્ય, દ્વૈત સત્ય, અદ્વૈત અસત્ય, મુર્તિપુજા ન માનવી વિગેરે

સબંધી વાદવિવાદમાં એવા ઉતરી પડે છે કે તેના પરિણામે તકરાર પણ વ્હોરી લે છે. સનાતનીઓ અને આર્ય સમાજીસ્ટોના ઝઘડા, હિંદુ–મુસલમાનોના ઝઘડા, સ્પર્શ્યા સ્પર્શ્યાના ઝઘડા આ બધા આવા વાદવિવાદનુંજ પરિણામ છે અને જેનું પરિણામ વિરૂપ આવે તેવી વાતો કરવી, વાદવિવાદ કરવા, પોતાના વિચારોને અવળે રસ્તે લઇ જવા એ બધું દુઃખજનક છે.

તમે આવા કોઇ વાદવિવાદમાં ન ઉતરશો, તમે માનતા હો તે માનજો, તમે તમારા ઇષ્ટદેવમાં પૂર્ણ શ્રદ્ધા રાખી તેની ભકિત કરજો તમારી વૃત્તિઓ તેમાં પરોવજો. તમે જે ધર્મશાસ્ત્રોને માનતા હો તેમાં શ્રદ્ધા રાખી ચાલજો તે જરૂર તમે સુખી થશે તમ તમારૂ જ્ઞાન બીજાને બતાવવા ઇચ્છો તો જ વાદવિવાદમાં ઉતરવું પડે છે અને હમેશાં વાદવિવાદનું પરીણામ સારૂં આવતું નથી.

અત્યારે ઘણા મનુષ્યો લોકોને સુધારવાનો દાવો લઇ બેઠા છે, ઘણા દેશની ઉન્નતિ કરવાને બ્હાને ગમે તેમ બણગા ફુંકે છે, આપણે પાછલી વાત સંભાળીશું તો દેશમાં અત્યારે જેવો કુસપ છે તેવો પહેલા નહોતો. સંપનું સામ્રાજ્ય પ્રવર્ત્તતું હતું. ત્યારે અત્યારે કેટલાક દેશની ઉન્નતિ કરનારાઓએ કોમ કોમ વચ્ચે ઝઘડાનાં બીજ રોપી દીધા છે, ભાઇઓ ભાઇમાં અને પિતા પુત્રમાં વેર વધારી દીધાં છે, ધર્મ સંબંધી પણ ઘણાજ ઝઘડા પેસાડી દીધા છે. આજકાલ જ્યાં જોઇશું ત્યા અત્યંજ સ્પર્શના હીમાયતીઓએ હિંદુધર્મની જડ કોહાડાવતી ખોદવા માંડી છે, તેઓ જાતે મુસલમાન અને અત્યંજોનું આપ્રહિ હિંદુ હોવાનો ઢોંગ કરી રહ્યા છે. હિંદુઓના દેવમંદીરમાં અત્યંજોને પેસવા દો, તમે અત્યજાને અડકી પવિત્ર થાઓ, તમે ઢેડને પવિત્ર કરવા બધે બ્રાહ્મણ હો, ક્ષત્રિય હો કે વૈશ્ય હો પણ

ઠેઠ બ[illegible]ા. આમ ઉંચેથી નીચે ઉતરવા તૈયારી ચાલી રહી છે. આ પ્રકારના વિચારો સમાજમ ફેંકી, આવાં એક બીજાને અથડામણીમાં લાવવાના લેખો લખી ભાષણો કરી પુરી રીતે દેશમાં કુસંપનાં બીજ વાવી દીધા છે. જ્યાં પ્રજા સુખીજીવન ગાળતી હતી ત્યાં કુસંપ પ્રવર્તાવી દીધો છે, આવા વિચારોથી દેશની ઉન્નતિ કદી થવાની નથી, સુખી જીવનનાં સ્વપ્નાં નથી સાંપડવાનાં.

આપણે જોઈશું તો સ્વરાજ્ય લેવાને બ્હાને સરકાર સાથે અસહકાર કરવાનો મંત્ર પહેલ વહેલો ફુંકાયો. પરિણામે સરકારી નિશાળોમાં ન જવું એવો ઉપદેશ અપાયો અને અસહકારી નિશાળો સ્થાપી તેમાં ઘણા વિદ્યાર્થીઓ રખડી ગયા દેશના પસાનું પાણી થયું અને અંતે અસહકારી નિશાળો બંધ પડી. વકીલે એ વકીલાત છોડવી એમ કહવામાં આવ્યું, ઘણાએ વકીલાત છોડવા માંડી, વળી રખડી [illegible]ળાને પાછી કીલાતો શરૂ કરી ધારાસભામાં ન જવાનો મંત્ર ફુંકાયો, એ[illegible] વખત આગેવાનો ધારાસભામા ન ગયા આખરે જવું પડયું. કોંગ્રેસમાં ખાદી કાંતનાર, ખાદીનાં કપડાં પહેરનાર અસહકારીજ ભાગ લઈ શકે એવું ઠર્યું અને આખરે અસહકારીઓ અને સહકારીઓ જે જુથ થઇ બેસતા હતા તે જુદા પડયા. [illegible]ગ્રેસમાં વકીલો, ધારાસભાના મેમ્બરો ન જવા લાગ્યા અને કાંતનારાઓની કોંગ્રેસ બની મુસલમાનોના પક્ષ લઇ તેમના સાથે સંપ રાખવા કેટલીક વાતોને સહન કરવાનું હિંદુઓને કહેવામાં આવ્યું. પરિણામે હિંદુ મુસલમાનોના ઠેરઠેર ઝઘડા ચાલ્યા. દેશમાં સંપ હતે તે કુસંપ થયા. જે કોંગ્રેસના પ્લેટફોર્મ ઉપર ધારાસભાના મેમ્બરે, વકીલો, દેશના આગેવાનો, હિંદુ, મુસલમાન, પારસી જનો એક સાથે બેસતા હતા, કોંગ્રેસના ઠરાવો અમલમાં લાવવા ધારાસભાના મેમ્બરો

ધારાસભાઓમાં પ્રયત્ન કરતા હતા તે વાત સ્વપ્નવત થઇ પડી. અત્યારે તો ધારાસભાના મેમ્બરો, વકીલો, ખાદી ન પહેરનારા કે ન કાંતનારો, વિદેશી કપડાં પહેરનારા કોંગ્રેસમાં જતા અટકી પડયા. એક જણની વ્હીમમાં હું કહું જ તે શાસ્ત્ર, પ્રમાણ વાકય માનો, શાસ્ત્રો ખોટા છે. તેમણે તો ભૂલો કરી છે, એવું કહેનારાનાં ભાષણો અને લેખો વાંચી પ્રજામાં કુસુંપ પ્રવર્તી રહ્યો, સ્વરાજ્ય આઘુંને આઘું ખસતું ગયું અને જે હિંદુ મુસલમાનો ભાઇ પેઠે સંપીને રહેતા હતા તેના ઠેરઠેર ઝઘડા સાંભળીએ છીએ.

આવા મનના તરંગ પ્રમાણે વર્તવાથી પોતે પોતાની પ્રતિષ્ટા ગુમાવે છે, બીજાઓને દુઃખી કરે છે, તમારે સુખી જીવન ગાળવું હોય તો આવા મનના તરંગોને વશ ન થશો. તમે જે વિચાર કરો તે શાસ્ત્રસંમત છે કે કેમ? નીતિવાળો છે કે કેમ એનો પ્રથમ વિચાર કરજો. આ વિશ્વમાં સર્વશકિતમાન, સર્વજ્ઞ એક ઇશ્વરજ છે અથવા કોઇ સિધ્ધ પુરૂષ જેને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો હોય તે જ છે, સાધારણ દુનિયાદારીમાં ફસેલા માણસોના વિચાર જો શાસ્ત્રસંમત ન હોય તો તેના તરંગોથી દૂર રહેશો, તોજ સુખી થશો.

જે શાસ્ત્રને માનતા ન હોય તેનો અસહકાર તમારે કરવો. તમારા ઋષિમુનીયો સર્વજ્ઞ હતા તેમને પરમાત્માનો સાક્ષાત્કાર થયેલો અને તે પછી તેમણે જે શાસ્ત્રો રચ્યાં છે તે સત્ય છે, તેમનાં રચેલાં શાસ્ત્રો ફેરવવાને ક્ષુદ્ર મનુષ્યને અધિકાર નથી, અને જો એવા અધુરા મનુષ્યો કહે કે " ધર્મ તો સગવડીયો છે, શાસ્ત્રો તો ખોટાં છે. સ્વાર્થી બ્રાહ્મણોએ રચેલાં છે અને પોતાની મોટાઇ કાયમ રાખવા બીજાને હલકા ગણ્યા છે, પરમાત્માની સૃષ્ટિમાં સરખા છે એમ કહી

વર્ણાશ્રમધર્મ ન પાળવાનું કહે, સ્પર્શાસ્પર્શને તોડવાનું કહે, અભક્ષ્યાભક્ષ્યનું સેવન કરવાનું કહે તો તમે તે ન માનશો, જો માનશો તો જરૂર દુઃખી થશો, અને જેની જે વકીલોએ વકીલાત છોડી તેમની, જે વિદ્યાર્થીઓએ હાઇસ્કુલો કે કોલેજો છોડી તેમની જેવી દશા થઈ, જેવો તેમને પસ્તાવો થયો તેવી તમારી દશા થશે અને તમને પણ તેવો પસ્તાવો થશે

અત્યાર સુધી સુધારાવાળાઓ ઘણું મથ્યા પણ અસ્પર્શ્યાસ્પર્શ્યના, ધર્મને ઢોંગ ગણી કઢવાના, વિધવાઓને પુનર્વિવાહ કરાવવાના તેમના સુધારા ન ચાલ્યા, ત્યારે તેમણે દેશને સ્વરાજ્ય અપાવવાને બ્હાને દેશના આગેવાનો સાથે ભળી જઈ હિંદુધર્મને છિન્નભિન્ન કરવા પ્રયત્ન આદર્યો છે પણ તમે સમજી જશો કે દરેક પોતપોતાની જાતિમાં રહી અને પોતપોતાના ધર્મને પાળી સદવર્તન સેવે તોજ સુખી થાય.

અત્યારે તો ઢેડોને પણ જનોઇ પેરાવી વેદ મંત્રો બોલતા કરવા કેટલાક પ્રયત્ન કરે છે, શુદ્ર જનોઇ પહેરતાં શીખ્યા છે અને કહે છે કે અમે બ્રાહ્મણ હતા, અમને વેદનો અધિકાર છે. આ તરફ દેશનેતાઓ કહેવા લાગ્યા કે: શુદ્રો એ શુદ્રો નથી. અંત્યજોને હવે વેગળા ન રાખો, તેમને અડો તમારા કુવામાં પાણી ભરવા દો. તમારા દેવમંદિરમાં પેસવા દો, આમ કહી હવે બાકી રહ્યું છે તે અંત્યજોને ઉશ્કેરવા માંડયા છે. પરિણામે મદ્રાસ તરફ અંત્યજોને દેવમંદિરમાં પેસવા અસહકાર આદર્યાની પણ વાત સાંભળી હતી. આમ વર્ણાશ્રમ–ધર્મનો લોપ કરવા ઇચ્છનાર મનુષ્યો સંપીલી પ્રજામાં કુસંપ કરવા તૈયાર થઇ રહ્યા છે અને શાસ્ત્રને ન માનવાનો બોધ દઇ રહ્યા છે. આથી ઉન્નતિ નથી તેની થવાની કે નથી દેશની થવાની કે નથી પ્રજાની થવાની.

સુખી થવા માટે જરૂર શાસ્ત્ર પ્રમાણે વર્તો, જ્યારે નીચવર્ણને બ્રાહ્મણ વર્ણ બનેત્રા કહેવામાં આવે છે, ત્યારે બ્રહ્મણ વાણીયા વગેરે ઉચ્ચ વર્ણન ઢેટા સાથે સ્પર્શ કરાવી તેમને કુવ ઢેડાન પાણી ભરાવી ઢેડા બનાવવા માગનાર આવા આવા શાસ્ત્ર અને ધર્મનું નિકંદન કાઢવા ઇચ્છનારની આખરે બુરી દશા થવાની, અત્યારે તેમનાં કરેલાં કર્મના પરિણામે કુસંપ સિવાય બીજું ફળ નથી મળ્યું. અંગ્રેજી કેળવણીના પ્રતાપે, પાશ્ચિમાત્ય સંસ્કારોના પ્રતાપે શાસ્ત્રનું જ્ઞાન ન હોવાને લીધે અત્યારે કેટલાક આવા નાસ્તિકોના વાડામાં જોડાઇ ઉપદેશકો બની બેઠા છે. કેટલાક તો જાતે બ્રહ્મણ હોઇ આવા નાસ્તિકોના સંગથી અંત્યજોને અડો, આભડછેટ કાઢી નાંખો અને તમારા દેવ મંદિરોમાં તેમને પેસવા દો એવો બોધ આપવા મંડી પડ્યા છે. આવા ઉપદેશકોને તો ઢેડ પાણી લાવીને આપે છે છતાં તે પીવે, ઢેડવાડામાં જાય છે, અને એમ છતા પોતે વટલાયા છતાં બ્રહ્મણ હોવાનો ડોળ કરે છે, નાતમાં પણ પાછા અબોટીયું પહેરી જમવા જાય છે. આવા મનુષ્યો ખરેખર દેશને નુકશાન કરનાર પ્રજા ઉપર આફત સમાન થઇ પડશે.

તમે સુખી જીવન ગાળવા માટે આવા ઝઘડામાં ન ઉતરશો. તમારા ઋષિમુનિઓએ રચેલાં શાસ્ત્રોને અને તમારા ધર્મને માનો. તમારા ધર્મશાસ્ત્રોમાં કહેલા વિધિનિયમો પાળો, પવિત્ર રહો, કાદવમાં પગ મૂકશો તો જરૂર પગ બગડશે તેનો વિચાર કરો. કદી પણ તમારો વર્ણાશ્રમ ધર્મ ન છોડશો. તમારા ઇષ્ટદેવમા પૂર્ણ શ્રદ્ધા રાખી તેમની ભકિત કરો, શ્રી કૃષ્ણભગવાને કદી વર્ણાશ્રમનો ત્યાગ કરવાનું કહ્યું નથી. આપણે જાણીએ છીએ કે આપણા ઋષિમુનિઓ સર્વજ્ઞ હતા. તેમણે રચેલાં શાસ્ત્રો પૂર્ણ વિચાર કરીને રચ્યાં છે.

તેમણે સ્થાપેલા સિદ્ધાંતો હજુ ફર્યા નથી અને ફરવાના નથી. તેમણે રચેલાં જ્યોતિષ શાસ્ત્રો જુઓ, તેમાં કહ્યા પ્રમાણેજ ગ્રહો રાશીઓ ફર્યા કરે છે અમુક વખતે અમુક ગ્રહ અમુક રાશીમાં આવશે અમુક ગ્રહની અમુક રાશીવાળાને આવી અસર અમુક વખતે થશે સૂર્ય અમુક રાશીમાં અમુક દિવસે આવશે એ વિગેરેમાં હજુ સુધી ફેર ફાર થયો નથી. જ્યારે પશ્ચિમના વિદ્વાનો વારંવાર જે શોધો કરે છે તે ઘણીવાર જુઠી પડે છે, તે ગ્રહોની ગણત્રી કરી ઘણીવાર બહાર પાડે છે કે: અમુક ધૂમકેતુ અમુક અંતર ઉપર ફરે છે તે અમુક દિવસે પૃથ્વીને અથડાશે તો પ્રલય થશે અમુક વખતે અમુક ગ્રહો અથડાશે તો પ્રલય થશે, આ બધી વાતો જુઠી પડે છે જ્યારે આપણા જ્યોતિષશાસ્ત્રના વચનો સાચા પડે છે.

વૈદક શાસ્ત્રમાં પણ જુઓ આપણા ઋષિ મુનિયોના રચેલા વૈદકશાસ્ત્રમાં વનસ્પતિના ધાતુના કે જે વિષયના ગુણો જે કહ્યા છે તેજ અત્યારે ખરા પડે છે અમુક પ્રદેશની અમુક વનસ્પતિમાં અમુક ગુણ છે તેનામા અમુક રસ વીર્ય વિપાક ગુણ છે, તેજ રસ વીર્ય વિપાક અને ગુણ તમે જ્યારે જોશો ત્યારે તમને તેમાં જણાશે શુદ્ધ પારદના જે ઉત્તમો-તમ ગુણોનું આપણાં શાસ્ત્રોમાં વર્ણન કરેલું છે તેજ ગુણો અત્યારે શુદ્ધ પારદમાં અનુભવી વૈદ્યો અનુભવ લઇ રહ્યા છે, સાટોડીના, હરડેના, સુંઠના, લીંબડાના, આબાના, ભોંયરીગણીના, નેપાળાના, વાવડીંગના, આંબળાંના, હરતાલના, મનશીલના વિગેરેના જે જે ગુણો શાસ્ત્રમા જણાવ્યા છે તેજ ગુણો તેમાં અત્યારે આપણે જણાય છે, જ્યારે પશ્ચિમના ડોકટરો તો હજી તેનો અનુભવ કરી ગુણો શોધી કાઢે છે. તે એકવાર અમુક વસ્તુમાં જે ગુણ જણાવે તે બીજીજ ક્ષણે કહે છે કે તેમાં તે ગુણ નથી; આવું હજુ સુધી આપણાં શાસ્ત્રોમાં વર્ણવેલા ગુણ દોષોમાં ફેરફાર થવાનુ અનુભવ્યું નથી;

તેમજ અમુક વનસ્પતિમાં અમુક ગુણ છે, એવું આપણા આયુર્વેદાચાર્યોએ જે સ્થાપિત કરેલું છે તેમાં હજી સુધી ખૂ તે ગુણો તેમાં નથી એવું પશ્ચિમના ડાકટરોએ પણ શોધી કાઢ્યું નથી એટલે આપણાં શાસ્ત્રો સાચાં છે, સર્વજ્ઞ મુનિયોએ રચેલાં છે અને આત્મસાક્ષાત્કારવાળાં ઋષિમુનિયો દિવ્ય દૃષ્ટિથી જે જે સત્ય જણાયલું તેજ તેમણે લખ્યું છે તેમાં હજુ ફેરફાર પડયો નથી અને પડવાનો પણ નથી માટે સુખીજીવન ગાળવા શાસ્ત્રને માનતા થજો.

આવીજ રીતે આપણાં ધર્મશાસ્ત્રો પણ સત્યજ છે- તે ન સમજાય તો તેમાં આપણી બુદ્ધિની ખામી છે માટે તેને જુઠો કહેનાર શાસ્ત્રકારોએ ભુલો કરી એ એવું કહેનાર જાનેજ અધુરો અને શાસ્ત્રના માહાત્મ્યને ન સમજી શકનાર અજ્ઞાન છે. જ્યાં સુધી પશ્ચિમના સંસ્કારો તેનામાં છે, જ્યાં સુધી વર્ણાશ્રમધર્મને પાળી તે પવિત્ર આચરણ પાળતો નથી ત્યાં સુધી તેને શાસ્ત્રના મર્મ ન સમજાય એ સ્વભાવિક છે, માટે આવા અધુરા અને અજ્ઞાન મનુષ્યોના કહેવા ઉપર વિશ્વાસ ન રાખો, તમે તમારા શાસ્ત્રોમાં વિશ્વાસ રાખો, ધર્મિષ્ટ બનો, તમારા રીત રીવાજો પાળી તમારા ઇષ્ટદેવમાં શ્રધ્ધા રાખી તેની ભક્તિ કરો તમે જરૂર આ શાસ્ત્રના રહસ્યને ઉકેલી શકશો અને સુખી જીવનનો અનુભવ કરી શકશો.

સાહિત્ય પારખદો ભરાય છે. સાહિત્યની ઉચી કલા કરવા મથે છે એમાં કેવા સાહિત્યને ઉત્તેજન મળે છે તે હજુ પ્રજા જાણતી નથી. ધાર્મિક સાહિત્યની તો તેમા ગણનાજ થતી નથી કે તે નવલ કથાના સાહિત્યને સર્વોત્તમ માને છે. સુધારાવાળાનું કોઇ પુસ્તક હોય તો સર્વોતમ મનાય, કારણ તેમાં ઘણે ભાગે સુધારાવાળાઓ ભરેલા છે અને પોતપોતાના મળતીયાઓનાં જે પુસ્તકોમાં સુધારાના સિદ્ધાંતોને ટેકો આપ્યો હોય તે પુસ્તક સાહિત્યની દ્રષ્ટિમાં ઉંચુ

લેખાય છે. હા આ પરિષદમાં ગુજરાતના વિદ્વાનો ભેગા મળે છે પણ તેમની વિદ્વતા ધર્મની બાબતમાં નહિ. તેઓ તો સાહિત્યમાંથી ધાર્મિક પુસ્તકો બાતલ કરી દે છે. સારામાં સારી નવલકથા હોય અને પ્રજામાં તે વખણાતી હોય ધર્મિષ્ટ વિદ્વાનો તેનાં મુકત કંઠે વખાણ કરતા હોય, તોપણ જો તેમાં સનાતન ધર્મની,વર્ણાશ્રમધર્મની બાબતો ચર્ચાયેલા હોય તો તે નવલકથા સાહિત્યની દષ્ટિએ ઉંચી દેખાતી નથી. આવી નવલકથાઓ કે ધાર્મિક પુસ્તકો લખનાર લેખક સાહિત્યની દષ્ટિએ પણ ઉત્તમ સાર ગણાતો નથી.

સાહિત્યની દષ્ટિએ તો નવલકથાઓ, અંગ્રેજીમાંથી ભાષાંતર કરી અંદર મીઠું મરચું ભભરાવી, કેટલીક સાચી જુઠી ભેળવી દીધી હોય, ઐતિહાસીક વાતોમાં પણ ન બનેલી નીતિ વિરુદ્ધની વાતો ભેળવી દીધેલી હોય, જે નવલકથામાં વાણીયણે બ્રાહ્મણ સાથે નાતરું કર્યું હોય કે જેમાં બ્રાહ્મણીએ વાણીયા સાથે લગ્ન કર્યું હોય કે જેમાં છુટાછેડા કરવાનાં બ્યાન હોય જેમાં પાર્ટીઓની, કલબોની, સ્ત્રીસ્વાતંત્ર્યની વાનીયો હોય, જેમાં સ્ત્રીઓ મ્યુનિસીપાલીટીની, ધારાસભાની કે કોંગ્રેસની પ્રમુખ બનાવી હોય, જે વાતોમાં ઘેર છોકરાં રડતાં મુકી સ્ત્રીઓ સભા ગજાવવા જતી હોય, પુરૂષો સાથે સમાન હકની માગણી કરતી હોય તેવી વ તો સાહિત્યમાં પ્રથમ નંબરે આવે, તેના લાંબા લાંબા રિવ્યુ લેવાય પણ જ્યાં ધાર્મિક જીવન ગાળવાનો ઉપદેશ આપનારી વાતો કે નવલકથાઓ આવે તે સાહિત્યની દષ્ટિએ ઉંચી ન લાગે, કારણ કે હાલની સાહિત્ય પરિષદો ભરનારાનો મોટો ભાગ ઘણે ભાગે, સનાતન ધર્મને માનનારા નહિ હોય. ભલે તે બ્રાહ્મણો, ક્ષત્રિયો કે વૈશ્યો હોય છતાં તેમને સનાતનધર્મ, હિંદુધર્મશાસ્ત્રો અપ્રિય લાગે છે. મૂર્ત્તિપૂજાને તેઓ ઢંબગ ગણે છે. તેઓ તો આજકાલ થઇ પડેલા ખ્રીસ્તીધર્મના જેવો કોઈએ એક ઇશ્વરને નિરાકારરૂપે માનવાનો ધર્મ

પ્રવર્ત્તાવ્યો હોય તેને માનનારા એટલે તેમને હિંદુઓના ઋષિમુનિઓ અકારા લાગે છે. કારણ કે હિંદુશાસ્ત્રો તો વર્ણાશ્રમધર્મ પાળવાનું કહે છે પણ તે તેમને પાલવતી વાત નથી એટલે આવા મતના વિદ્વાનોના ટોળામાં સનાતનધર્મને લગતી, શૈવ ધર્મને લગતી, વૈષ્ણવ ધર્મને લગતી વાતો, પુસ્તકો, કાવ્યો ક્યાંથી પસંદ પડે? અને તેવાં સાહિત્યોને લખનારા ધર્મિષ્ટ વિદ્વાનોને તો તે સાક્ષર પણ કેમ ગણી શકે?

આવા તો પોતાના મતને કાંઇક અંશે પુષ્ટિ આપે તેવું ધાર્મિક સાહિત્ય હોય તો તેનાં વખાણ કરે, જૈનોના ધાર્મિક સાહિત્યોની તેમાં ગણના થાય, શ્રીમદ્ શંકરાચાર્યે જે બુદ્ધધર્મનો ઉચ્છેદ કરી હિંદુસ્થાનમાંથી પણ દુર કર્યો હતો તેવા ધર્મને ફરી સજીવન કરવા બુદ્ધધર્મને લગતું સાહિત્ય પ્રગટ થાય તો તેનાં વખાણ થાય. પણ જો સનાતનધર્મનાં કે હિંદુ ધર્મશાસ્ત્રનાં વેદ,પુરાણો કે નીતિ નિયમના ગ્રંથોની વાત આવી તો તે વાત પડતી મૂકાય આવી સાહિત્ય તરફ ઘૃણા રાખે છે ત્યાં સુધી કાંઇ પ્રજાનું કલ્યાણ નહિ કરી શકે.

સાહિત્ય પરિષદે તો ધાર્મિક સાહિત્યનો ફેલાવા કરવા પ્રયત્ન કરવો, પ્રજામાં ધાર્મિક સંસ્કારો જાગ્રત કરવા યત્ન કરવો તોજ તેનાથી પ્રજાને લાભ છે, નહિ તો ઢીંગલા ઢીંગલીની વાતો, અંગ્રેજીમાંથી ગુજરાતીમાં મનસ્વીપણે ઉતારી છાપવી અને તેને સાહિત્યનું અદ્વિતીય ઉત્તમ પુસ્તક ગણવુ તેથી કાંઇ પ્રજાની ઉન્નતિ થવાની નથી.

પ્રજાના કલ્યાણ માટે ધર્મશાસ્ત્રના ગ્રંથો સસ્તા મુલ્યે પ્રજામાં ફેલાવવા જોઇએ, ધાર્મિક નવલકથાઓ પ્રજાનાં જીવન ઉચ્ચ કરે, ધર્મમાં સ્થિર કરે તેવું સાહિત્ય બહાર પાડવાની જરૂર છે તોજ મનુષ્યો સુખી થાય.

સુખીજીવન ગાળવા તમે આવી સંસ્થાઓથી ન ભોળવાશો.

તમારાં ધર્મશાસ્ત્રોને માનજો, તમારાં દેવમંદિરો પ્રતિ શ્રદ્ધા રાખજો. હૃદય સરળ રાખજો, શરીર અને મન પવિત્ર રાખજો, તમારા મનને જીતી વશ કરવા યત્ન કરજો. કોઇ ગમે તેવી વાત તમારા ધર્મવિરૂદ્ધ કહે તો તેને વળગી ન પડશો, બધા કાંઇ મહાત્મા નથી કે ઇશ્વરના અવતારો નથી. તેમની કક્ષામાં ભલે તે ઉત્તમ હોય છતાં જો તેઓ વર્ણાશ્રમધર્મ પાળતા ન હોય, બ્રાહ્મણ, વાણીયા જેવી ઉચ્ચ કોમમાં જન્મી ઢેડા કે ભંગી ભેગા રહેતા હોય, મુસલમીન કે ઢેડોની સાથે બેસી જમવામાં બાધ ન ગણતા હોય તો તેઓ મહાત્મા નથી એમ માનજો. આવા મનુષ્યોના વચન ઉપર વિશ્વાસ મુકી તમે તમારો ધર્મ છોડી તેમના જેવા સ્પર્શાસ્પર્શ કે અભક્ષ્યાભક્ષ્યનો વિવેક છોડી ન દેશો.

તમારૂં જીવન સુખી કરવા બહુ પારકી પંચાતોમાં ન પડશો, તમારૂં જીવ કેવા પ્રકારનું છે તેનું નિરીક્ષણ રાખજો. તમારૂં મન કેવા પ્રકારના વિચારોને સેવનારૂં છે તે જોયાં કરજો, જો તે ઉચ્ચ વિચાર ન સેવે, ઉચ્ચ જીવન ન ગાળી શકે તો તમે ચેતી ભૂલ્યા ત્યાથી ફરી ગણજો. ઉચ્ચ જીવન ગાળતા થઇ જજો. અસત્ય એવા પદાર્થોના સ્વાર્થને માટે નીતિનિયમ વિરૂધ્ધ ન વર્તવું. તમારા મનને આઘાત થાય તેવી રીતે ન વર્તવું, તમારે સદા સર્વની સાથે સંપ અને પ્રેમથી રહેવું, બીજાનું કલ્યાણ કરવાની વૃત્તિ રાખવી, તમારાથી બને તેટલું અન્યનું કલ્યાણ કરજો તો જરૂર તમે સુખી થશો. કોઇનું પણ મન દુઃખાવવા પ્રયત્ન ન કરશો. મોટા થવા માટે મહાત્મામાં ગણાવા માટે કદી પણ પરધર્મની કે તમારા ધર્મની નિંદા ન કરશો શાસ્ત્રોને કદી પણ ન વખોડશો, તમે જે ધર્મમાં હો તે ધર્મશાસ્ત્રોમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી તમે જેને ઇષ્ટ માનતા હો તેની ભક્તિ કર્યા કરવાથી જરૂર સુખી થશો.

# પ્રકરણ ૮ મું.

## સુખ અને દુઃખનો ઉત્પાદક મનુષ્ય પોતે છે

વ્યવહારનું અધિક ચિંતન દુઃખ ઉપજાવનાર છે. થઇ ગયેલી વાતનું વારંવાર સ્મરણ કરવું એ ચિંતા ઉપજાવનારૂં છે. અત્યારે ઘણા મનુષ્યોને વાસ્તવ દુઃખ જેવું કાંઇ હોતુંજ નથી, પણ તે ભૂતકાળમાં બની ગયેલા પ્રસંગોનું ચિંતન કરી વધુ દુઃખી રહ્યા કરે છે. જો તમે વર્તમાન કાળમાં બનતા પ્રસંગો ઉપરાંત ભવિષ્યકાળમાં જે સુખ ઉપજાવનાર પ્રસંગો તમને પ્રાપ્ત થવાના છે તેનું ચિંતન કર્યા કરવાનો અભ્યાસ કરશો તો જરૂર તમે સુખનો અનુભવ કરી શકશો.

કહેવત છે કે: મનુષ્યના કર્મ આગળ પાંદડું છે. એ પાંદડું ખસી જતાં તે સુખના મહાન આનંદનો લાભ લઇ શકે છે. ઇશ્વરની લીલાના અગાધ મહિમાનો પાર નથી; એ મહિમા મનુષ્ય જ્યાં સુધી સમજતો નથી ત્યાં સુધીજ દુઃખી છે, જ્યાં તેને ઇશ્વરી તત્વનું જ્ઞાન થયું, પછી તેનું દુઃખ એક ક્ષણવાર પણ ઉભું રહી શકતું નથી. એ જ્ઞાન પ્રાપ્ત કરવું એ સુખને મેળવવાનો ઉત્તમ ઉપાય છે. જેને એ જ્ઞાન થયું છે તેને ચિંતા, ભય, શોક, કલેશ

સતાવી શકતાં નથી તેનામાં નિરાશા, પશ્ચાતાપ, પાપ દુષ્ટતા જેવું કાંઇ પ્રવેશ કરી શકતાં નથી, તેજ યથાર્થ સુખી જીવન ગાળી શકે છે.

જ્યાં મનુષ્ય સ્વાર્થી ભાવનાઓ છોડે છે ત્યાં દુઃખી જીવન વિલાઇ જાય છે. તમે જે ધંધો કરતા હો તેમાં પણ તમે પરોપકાર સાધી શકો છો. તમે બીજાને લાભ આપી શકો તોજ તમે સુખી જીવનનો અનુભવ કરી શકશો તમે વૈદ્ય હો તો અનેકનાં દુઃખને દૂર કરવાનું મહાન પુણ્ય તમે મેળવો છો, મરણ પથારીએ પડેલા સંન્નિપાતના દરદીને તમે એવી ઉત્તમ માત્રા આપો કે તે બચી જાય તેનો રોગ દુર થાય તો તમે તેના ઉપર શો ઉપકાર નથી કર્યો ? તેને જીવતદાન આપનાર તમે જરૂર સુખનો અનુભવ કરી શકશો. દરદી તેના બદલામાં તમને ગમે તેટલી રકમ આપે તો તે પણ ઓછી છે. અને તેવી મોટી રકમ આપવા છતાં પણ તે તમારો ઉપકાર ભૂલી શકશે નહિ. આથી તમે ધન કમાઓ છો ખરા, પણ તેની સાથે પરોપકાર સાધી શકો છો અને તેથી જરૂર તમને શાંતિ અને સુખનો અનુભવ થઇ શકે છે.

તમે વૈદ હો, દરદીઓ પાસે તેનો રોગ મટાડવા માટે હિંમત કરી સારા પૈસા ઓકાવો, અને એવી દવા આપો કે જેથી દરદીને જરા પણ લાભ ન થાય પણ નુકશાન થાય તો આ સ્થળે તમારૂં અંતઃકરણજ તમને દુઃખનું ભાન કરાવવાનું. તમે જાણી જોઇ આવું કર્યું તેથી તમારા સુખમાં વિઘ્ન આવવાનું. તમને સુખનું ભાન નહિ થવાનું, તેવી જ રીતે તમે ગમે તે ધંધો કરો, વેપાર કરો, નોકરી કરો કે અમલદારી કરો છતાં પણ તે ધંધામાં તમે અન્ય ઉપર ઉપકાર કરવાની વૃત્તિ રાખશો તો જરૂર સુખી થશો.

સુખીજીવન ગાળવા માટે તમારે હંમેશાં અન્યના ઉપર ઉપકાર કરવાની વૃત્તિ રાખવી. તેથી જરૂર તમને સંતોષ અને સુખ પ્રાપ્ત થઇ શકશે. જ્યાં જ્ઞાન મળે છે ત્યાં સ્વાર્થ નથી, જ્યાં સ્વાર્થ છે ત્યાં જ્ઞાન નથી. તમે અણધારી આફતમાં આવો તે પ્રસંગે ધીરજ રાખો, તમે પરમાત્માના પરમ ભક્ત હશો તો તે આફત તમને ફાયદા કરનાર નીવડશે. તમને દ્રવ્યની ચિંતા રહ્યા કરતી હોય તો તમે તમારા જીવનમાં એવી કઇ ક્ષતી છે કે જેથી તેવી ચિંતા કરવાનો વખત આવ્યો તે શોધી કાઢો, ઇશ્વરને ગમે તે પ્રસંગે પણ ભુલતા નહિ, સારી નરસી દરેક સ્થિતિમાં પણ તમે તમારા સંગી ઇશ્વરને બનાવશો. તમે સુખી સ્થિતિમાં ઇશ્વરના ઉપકાર માનો અને દુઃખી સ્થિતિમાં ઇશ્વરને અપવાદ આપો એવી ઇશ્વરની ભક્તિ ન ગણાય. નાના બાળકને ચપ્પુ રમતાં આનંદ થતો હોય પણ તે ચપ્પુ તેની મા તેની પાસેથી લઇ લે અને તેના આનંદમા ભંગ પડે, અને રડારોળ કરે તેથી તેની માતા કાંઇ બાળકનું અહિત ઇચ્છનાર ન ગણાય. એક ક્ષણ પછી તે બાળકને તે ચપ્પુ રમતાં આંગળી કપાઇ જવાની હતી અને તેથી મહા દુઃખ આવત તેમાંથા તેને બચાવનાર તેની માતાએ ચપ્પુ લઇ લીધું તે સારૂંજ કર્યું છે એમ આપણે કહેવાના. તેમ ઇશ્વર પણ સદા આપણું હિતજ કરે છે. વ્યવહારમાં કદાચ એવા પ્રસંગ આવી પડે, કે તેથી આપણને આપણી પડતીનો અનુભવ જણાય પણ તેથી ઇશ્વર ઉપર દુઃભાવાનું કારણ નથી ઇશ્વરે આપણું ભલું કરવા માટેજ એ સ્થિતિમાં આપણને મૂક્યા છે તેમ જાણી સંતોષ માનવો અને ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરવા ઉત્સાહ ધરી પ્રયત્ન કરવો.

સુખી જીવનને વ્યવહાર સાથે સંબંધ નથી, એક ગરીબમાં

ગરીબ મનુષ્ય સુખીજીવન ગાળી શકે છે ત્યારે ધનવાન મનુષ્યને સુખીજીવનના સ્વપ્નાં પણ આવતા નથી. સુખીજીવન તો જેમ જેમ ઇશ્વરતત્વ સાથે વધુ સહકાર સાધતો જાય તેમ તેમ અનુભવાય. વ્યવહાર સાધવા છતાં પણ સુખ અનુભવાય, તેમાં કદાચ અવળા પ્રસંગો પણ બને. ધન જાય, અમલદારી જાય છતાં પણ ઇશ્વરતત્વ સાથે જે વધુ સંબંધ ધરાવે છે તેને કાંઇ પણ ચિંતા કે ગભરામણ થતી નથી. ઇશ્વર ઉપર તેને શ્રદ્ધા છે કે ઇશ્વર તેને જે સ્થિતિમાં મૂકે તેમાં તેનું હિત છે; અને તેમ સમજી તે સંતોષ માને છે, અકળામણ કરતો નથી; એમ છતાં ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરવા ઇશ્વર તેને સદા મદદ કરે છે એમ જાણી તે ઉત્સાહથી આગળ વધવા પ્રયત્ન કરે છે, તે પ્રયત્નમાંજ સુખનો અનુભવ કરે છે.

મનુષ્ય સુખનો અધિકારી છે. પરમાત્મા સર્વ મનુષ્યના અંતરમાં વિરાજે છે. તે સર્વ મનુષ્યોને સુખ આપવા ઇચ્છે છે. વરસાદ તો વર્ષે છે, તે જળ સર્વત્ર પડે છે. અગાસીમાં ઉઘાડા મોંના તપેલામાં વર્ષાદનું પાણી પડે છે, પણ જે તપેલા ઉપર ઢાંકણુ હોય તેમાં વરસાદનું પાણી ન પડે તો તેમાં વર્ષાદનો દોષ નથી, તેમ પરમાત્મા સર્વ મનુષ્યને સુખ આપવા ઇચ્છે છે પણ જેઓ તેના અભિમુખ ન રહે તેને સુખનું ભાન ન થાય તેમાં તેનો પોતાનોજ દોષ સમજવો. તમે હંમેશાં પરમાત્માભિમુખ રહો. તે માટે પવિત્ર જીવન ગાળો, નિર્દોષ જીવન વ્યતિત કરો, શાંતિપૂર્વક ઉત્સાહિત થઇ પ્રયત્ન કરો ઇશ્વર જરૂર તમારા પ્રયત્નનું ફળ સુખ તમને આપશે.

મનુષ્ય માત્રે સુખીજીવનનો અનુભવ કરવા માટે જીવનના ગુપ્ત રહસ્યને જાણવું જોઇએ, આમતેમ બહારની વાતો જાણી,

પુસ્તકોનું પોપટીયા જ્ઞાન મેળવી વાદવિવાદ કરવા ઉતરી પડવું તે કાંઇ જ્ઞાન ન કહેવાય પણ જીવનના ગુપ્ત અને ગૂઢ રહસ્યોને જાણવાં એજ ખરૂં જ્ઞાન છે. જ્યાં સુધી મનુષ્ય આવા જ્ઞાનને પ્રાપ્ત કરી શકતો નથી ત્યાં સુધી તેને વિજય મળતો નથી, શાંતિ મળતી નથી અને ત્યાં સુધીજ તે દુઃખી જીવનનો અનુભવ કરે છે. આવું જ્ઞાન મેળવવું એજ સુખનો ઉત્તમ ઉપાય છે. જ્યાં સુધી મનુષ્ય પોતાના હૃદયને વિશુધ્ધ અને પવિત્ર કરી લેતો નથી ત્યાં સુધી તેને આવું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. મનુષ્યે જીવનમાં ગૂઢ રહસ્યોનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે નિર્દોષ અને નિષ્કપટી જીવન બનાવવું અને આવું સરળ, પવિત્ર જીવન થયા પછીજ યથાર્થ જ્ઞાન અને યથાર્થ સુખનો અનુભવ થાય છે.

ઇશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા હોવી એ જ્ઞાન મેળવવામાં તેમ સુખ મેળવવામાં મુખ્ય સાધન છે. તમે એમ નક્કી માનજો કે તમારા દરેક કાર્યમાં તમને ઇશ્વર સહાય આપે છે. તમે જ્યાં સુધી ઇશ્વરમાં પૂર્ણ શ્રધ્ધાવાળા હો છો, પવિત્ર અને નિર્દોષ જીવન ગાળનારા હો છો ત્યાં સુધી ઇશ્વર તમારા એકેએક કાર્યમાં સહાય કરે છે. તમારા ચારિત્ર્યની ક્ષતિ થશે તો જ ઇશ્વર તમારા કાર્યમાં સહાય નહિ કરે જો તમારાં કાર્ય વારમવાર નિષ્ફળ થતાં હોય તો સમજજો કે તમારા જીવનમાં કાંઇક એવું છે કે જેથી ઇશ્વર તમારા કાર્યને સહાય નથી કરતા તો તેવા પ્રસંગે તમારા જીવનમાં તો દોષ શોધી કાઢી તેનો ત્યાગ કરજો. જ્યારે જ્યારે વિપત્તિના પ્રસંગે પ્રાપ્ત થાય ત્યારે સમજજો કે તમે ઇશ્વરાભિમુખ નથી થતા જ્યારે જ્યારે તમારી પડતી તમને સમજાય ત્યારે સમજજો કે તમને ઇશ્વર ઉપર અશ્રધ્ધા થઇને અથવા તો તમારા પોતાના ચારિત્ર્યમાં કાંઇક એવું

દૂષણ છે કે જેથી તમે ઇશ્વરના સામર્થ્યનો લાભ લઈ શકતા નથી. આવા પ્રસંગે તમે તમારૂં ચારિત્ર ઉચ્ચ કરજો, ઇશ્વર ઉપર શ્રધ્ધા રાખજો, અને ઇશ્વરાભિમુખ થવા હંમેશાં સત્યકાર્યમાં મન પરોવેલું રાખજો.

તમે હંમેશાં પરોપકાર વૃત્તિ રાખજો; અન્ય દુઃખી મનુષ્યોનાં દુઃખ દુર કરવા યત્નશીલ રહેજો. દાનશીલ સ્વભાવ રાખજો તેની સાથે સદા શાંત રહી ઇશ્વરની મહત્તાનો વિચાર કરજો. ઇશ્વર શું કરવા સમર્થ નથી? ઇશ્વર ધારે તો રાયનો રંક બનાવી દે, રંકનો રાય બનાવી દે, જેણે જેણે ઇશ્વરને ભક્તિથી વશ કર્યો છે તેને શું અસાધ્ય છે? ઇશ્વરે પોતાના ભક્તોનાં કામ ક્યારે નથી કર્યાં? તમારી પ્રીતિ ઇશ્વર ઉપર કેટલી છે તેની તે પરીક્ષા કરી રહ્યો છે. સામાન્ય મનુષ્ય ઉપર પણ જો તમે પ્રીતિ રાખશો તો તે તમારો ફેરો ખાવામાંથી નહિ જાય તો ઇશ્વર જે આ વિશ્વનો અધિપતિ છે, જેણે આ વિશ્વ રચ્યું છે. જેનું તે પાલન કરે છે, તે ઇશ્વર તમારે જોઇતી સર્વ વસ્તુ તમને આપે તેમાં નવાઈ શી? તે આપવા તૈયાર છે, તમારે લેવા માટે તૈયારી કરવી. તમે ઇશ્વરની પ્રીતિ સંપાદન કરવા તેના અભિમુખ રહો, આ વિશ્વ ઇશ્વરની લીલામાત્ર છે. પ્રાણિ માત્રમાં ઇશ્વર છે, તેમાં રહેલા ઇશ્વરની પ્રીતિ મેળવો. કોઇપણ પ્રાણીને દુઃખ ન આપો. કોઇના અંતરને ક્લેશ ન ઉપજાવો. તમને પરમાત્માએ જે સ્થિતિમાં મુકયા હોય તે સ્થિતિમાં રહી તમારા વર્ણાશ્રમ ધર્મને પાળી જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે અન્ય ઉપર ઉપકાર કરતા થઇ જાઓ. તમે નિર્દોષ જીવન ગાળો, ધંધામાં પણ પવિત્ર રહો, પ્રમાણિક બની અન્યને લાભ આપવાની વૃતિ રાખો તો જરૂર તમને તમારા દરેક કાર્યમાં ઇશ્વર સહાય આપશે અને તમે સુખી જીવનનો અનુભવ કરી શકશો.

તમે તમારા અંતરાત્મામાં શ્રધ્ધા રાખો. તેનામાં સર્વ કરવાનું બળ છે. તે બળનો અનુભવ કરવા તમારા અંતરાત્મા પ્રતિ અભિમુખતા સાધો, તત્વનું જ્ઞાન પ્રાપ્ત કરો અને જ્યાં જ્ઞાનનો અનુભવ થયો ત્યાં તમારા દરેક કાર્યમાં તમને વિજય મળવાનો. જ્યાં તમે સ્વાર્થવૃત્તિ છોડો છો ત્યાં જ્ઞાન ઉપજે છે. સ્વાર્થી મનુષ્યોને સુખી જીવનનો અનુભવ થવાનો નહિ જેનામાં કામક્રોધાદિ દુર્ગુણોનો વાસ છે ત્યાંજ અયોગ્ય ઇચ્છાઓ અને વાસનાઓ તેનું દહન કરે છે. ત્યાં જ્ઞાનની શાંતિ અને આનંદનો અનુભવ શી રીતે હોય ? સુખી જીવન મેળવવા માટે ઇશ્વરના અગાધ મહિમાનું જ્ઞાન–જીવનના ગુઢ રહસ્યોનું જ્ઞાન મેળવવું. આવા જ્ઞાની પુરૂષો આનંદ શાંતિ સુખ ધૈર્ય, સતોષ અને કુશળતાનો અનુભવ કરી શકેછે એ જ્ઞાની પુરૂષની સંપત્તિ ગણાય છે. એ આત્મસંયમ દ્વારા પ્રાપ્ત થઇ શકે છે. નિર્દોષ જીવન ગાળનાર તથા ભલાઇ મેળવનાર મનુષ્યને તેનો અનુભવ થાય છે જ્યાં જ્ઞાન છે ત્યાંજ શાંતિ છે. જ્યાં શાંતિ ન હોય ચિત વ્યગ્ર રહેતું હોય ત્યાં જ્ઞાન ન હોય.

મનુષ્યે પોતાના દરેક કાર્યમાં શાંતિ રાખવી. વ્યગ્ર ન થવું. ચિત્તની પ્રસન્નતા જાળવવી. સ્હેજ સ્હેજ વાતમાં ગભરાઇ ન જવું કે પોતાના મનને દુઃખી ન કરવું. સંસારમાં સારા માઠા પ્રસંગો બને, વ્યાપારમાં ખોટ જાય, નોકરીમાં પગાર કમતી થાય કે એવા દુઃખકર પ્રસંગો આવી પડે તે વખતે શાંતિ રાખવી, ચિત્ત વ્યગ્ર ન બનાવવું, અન્યને દોષ ન દેવો. આવેલા કસોટીના પ્રસંગે મનને શાંત રાખવું. તેવા ઉલટા પ્રસંગને વધાવી લઇ ધૈર્ય રાખી ગભરાવું નહિ, તેનો ત્યાગ કરવા ઇશ્વરની અભિમુખતા સાધવી, ઉત્સાહ રાખવો અને ધૈર્યથી બહાર આવવા પ્રયત્ન કરવો.

મનુષ્ય જો આવા પ્રસંગે ગભરાઇ જાય, દુઃખી થઇ નિરાશ થઇ જાય તો તેનું પતન જ સમજવું. તેણે આવા પ્રસંગે પણ ઇશ્વર ઉપર પુર્ણ શ્રદ્ધા રાખી, ઉત્સાહ રાખી ભવિષ્યની સુખ ઉપજાવનાર સ્થિતિની આશા રાખી મનને સમાધાન આપવું અને પ્રયત્નશીલ બનવું. જેમ વિદ્યાર્થીને વારંવાર ગોખતાં કાંઇ યાદ ન રહે તો તે પ્રસંગે જો તે નિરાશ થઇ દુઃખી થાય છે તો તે આગળ વધી શકતો નથી તેમ તમે વ્યવહારના પ્રતિકુળ પ્રસંગે પણ વ્યાકુળ ન થતાં ઉત્સાહી થઇ આગળ વધજો તમારા ચારિત્રમાં કાંઇક ડાઘ હોય તો તેને કાઢી નાંખી ઇશ્વરના આશરે આગળ ઝુકાવજો, શાંતિથી પ્રયત્ન કર્યા કરજો, ફરી જરૂર વિજય મળશે અને સુખી જીવનનો અનુભવ કરી શકશો.

---

જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો.

# હિંદુસ્તાનની તીર્થયાત્રા

અને

# મુસાફરીનો ભોમીઓ.

આ પુસ્તકની અંદર હિંદુસ્તાનમાં આવેલાં હિન્દુ, મુસલમાન, જૈનો વિગેરેનાં યાત્રાનાં સ્થળો, ત્યાં કયે કયે રસ્તે જવાય છે, બીજાં જોવા લાયક સ્થળો, વેપારની કઈ કઈ વસ્તુઓ દેશાવર જાય છે વિગેરે ઉપયોગી હકીકતો છે.

સચિત્ર કીંમત ૭—૦—૦

ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ.

# પ્રકરણ ૯ મું

## સત્ય સુખની શોધ

જે મનુષ્યો પોતાના જીવનને આનંદપુર્વક વ્યતિત કરતાં શીખી જાય છે તેને કદી દુઃખ પડતું નથી. તે સદા હર્ષ માની પ્રસન્નચિત્ત રહે છે; તે પોતે વર્ત્તમાનમાં રહે છે, ભુતનું સ્મરણ કરી અને ભવિષ્યના સુખનું અનુમાન કરી પ્રસન્ન રહે છે; તે જાણે છે કે જીવન એ અમુલ્ય પદાર્થ છે, તે અમુલ્ય જીવનને સાર્થક કરવા વિવેકપુર્વક આનંદ સહિત પોતાના કર્ત્તવ્યનું પાલન કરે છે; તે નિરંતર પોતાની ઉન્નતિ કરે છે; પતિત અને અસહાય મનુષ્યોને ઉપદેશદ્વારા ઉત્સાહ આપે છે અથવા તો તેમને યથાશક્ત ધનથી મદદ આપે છે; તે ઉન્નતિના કાર્યમાં મદદ કરે છે, તેનો બધો સમય પોતાની તથા બીજાની ઉન્નતિ કરવામાં જાય છે, તે કદી નિરાશ થતો નથી, વિપત્તિ આવે તો તેને પ્રસન્નતાથી સહન કરી લે છે. તેવા કાર્યમાં આપત્તિ આવતાં તે ડરી ન જતાં બમણા જોરથી કાર્ય કરે છે, તેથી તો તેની બુદ્ધિમાં વિકાસ થતો જાય છે. જેમ જેમ ઠોકરો વાગતી જાય છે તેમ તેમ તેનો અનુભવ વધતો જાય છે.

આવા મનુષ્યો દરેક કાર્ય કરવામાં અને દરેક પ્રાપ્ત પદાર્થમાં

એક પ્રકારના અપુર્વ આનંદનો અનુભવ કરે છે. તેને દિવસના ચો-વીસ કલાકમાં એક ક્ષણ પણ દુઃખનો અનુભવ થતો નથી. આવા મનુષ્યોનું જીવન એજ સુખી જીવન છે. આવા મનુષ્યોને પોતાની બીજાઓ પ્રશંસા કરે એવી ઇચ્છા હોતી નથી. મૃત્યુનો પણ તેમને ભય હોતો નથી, મૃત્યુને પણ તે હર્ષપુર્વક વધાવી લે છે. માત્ર કર્ત્તવ્ય કરવું, પોતાની અને અન્યની ઉન્નતિ કરવી એજ ઇચ્છે છે. તેના આદર્શ જીવનથી લોકો ઉપર પ્રભાવ પડે છે.

મનુષ્યો જીવી તો જાણે પણ સુખપુર્વક જીવી જાણવું એ એક મહાન કાર્ય છે. પ્રત્યેક વસ્તુનો સદુપયોગ કરવો અને જીવનના ઉચ્ચતમ ઉદ્દેશને સાધવો એ સુખી જીવન ઉપર આધાર રાખે છે. જે ઉત્તમ કાર્ય કરે છે તે ઉત્તમ થઇ શકે છે, ઉત્તમ સ્વભાવવાળા મનુષ્યોની અન્ય મનુષ્યો સેવા કરવા તૈયાર થાય છે. તમારા હૃદયને ઉચ્ચ બનાવો, તમે પ્રયત્ન કરો, પણ કદાચ તમારી ધારી વસ્તુ મળે તો તે વખતે તમારા હૃદયનો ઉલ્લાસ નષ્ટ ન થાય તેવા પ્રકારનો અભ્યાસ પાડતાં શીખો. પ્રયત્ન કરવા છતાં કોઇ વસ્તુ નથી મળતી ત્યારે મનુષ્ય નિરૂત્સાહ થાય છે, તેના હૃદયમાં આઘાત થાય છે અને દુઃખનો અનુભવ થાય છે. પ્રાપ્ત વસ્તુ જ્યાં સુધી મળી હોતી નથી ત્યાં સુધી તે મેળવવાનો મોહ થાય છે, પણ મળ્યા પછી તેના ઉપ-રનો મોહ ઉતરી જાય છે, અને તેવી અપ્રાપ્ત વસ્તુ મળશે તો સુખ થશે એવું જે માન્યું હોય છે તે સુખનો ક્ષણિક અનુભવ થઇ પછી તેથી માની લીધેલું સુખ થતું નથી. આવી પ્રાપ્ત વસ્તુ જ્યારે જતી રહે છે કે તેનો જ્યારે નાશ થાય છે ત્યારે મનુષ્યને દુઃખ થાય છે. મનુષ્યે પોતાનું જીવન એવા પ્રકારનું ઘડવું કે પ્રાપ્ત વસ્તુ જાય તોપણ દુઃખનો અનુભવ થાય નહિ કે અપ્રાપ્ત વસ્તુ મળે કે ન મળે તેની

પણ હૃદય ઉપર અસર થાય નહિ, તો તેવા મનુષ્યો સુખી જીવન ગાળી શકે છે.

સુખપુર્વક રહેવું, દુઃખનો અનુભવ ન થવો, અથવા દુઃખની મન ઉપર અસર ન થવી એ ઉચ્ચ કોટીના મનુષ્યનાં લક્ષણ છે. સુખપુર્વક રહેવામાં બુદ્ધિની જરૂર છે. આ વિશ્વમાં સુખ એ કાઇ ચિંતામણી જેવું દુર્લભ નથી કે જે ન મળી શકે; આપણા જીવનમાં ક્ષણે ક્ષણે સુખના પ્રસંગો આવે છે, તેનો આપણને અનુભવ પણ થાય છે; તે સુખ મળતાં આનંદ માનવો એ પરમસુખ છે. આવી રીતે પ્રાપ્ત વસ્તુઓથી પણ સુખ તો થાય છે, પણ પ્રાપ્ત વસ્તુ જ્યાં સુધી મળી હોતી નથી ત્યાં સુધી તે વસ્તુ મળશે તો સુખ મળશે એવું આપણે માની પ્રયત્ન કરીએ છીએ, પણ તે વસ્તુ મળતાં તેના સુખનો અનુભવજ આપણે કરી શકતા નથી. વળી બીજી વસ્તુઓ મેળવવા આપણે મથીયે છીએ, અને તે વખતે પ્રાપ્ત વસ્તુનું સુખ ભુલી જઇએ છીએ અને તેથી અપ્રાપ્ત વસ્તુ મેળવવામાં પ્રાપ્ત વસ્તુનું સુખ પણ અનુભવી શકતા નથી અને આપણી વૃત્તિ અપ્રાપ્ત વસ્તુ તરફ ચોંટી રહે છે, તે ન મળે ત્યાં સુધી સુખ નથી એમ માની આપણે દુઃખનો અનુભવ કરીએ છીએ.

મનુષ્યે પ્રયત્ન કરવામાં પણ સુખનો અનુભવ કરતાં શીખવું; નાનાં નાનાં કાર્યો કરવામાં પણ આનંદ માનતાં શીખવું. જે મનુષ્યો પ્રાપ્ત વસ્તુમાં સુખનો અનુભવ કરી શકતા નથી તેમનું જીવન દુઃખથી ભરેલું છે, રાતદિવસ તેમને ક્ષણ પણ સુખ મળતું નથી. તેમને અપ્રાપ્ત વસ્તુ મેળવવાની ચિંતા એટલી બધી હોય છે કે તેઓ પ્રાપ્ત વસ્તુનું સુખ પણ જોઇ શકતા નથી. તેમને તો આખો સંસાર શુન્ય જણાય છે. કોઇ પણ વસ્તુથી તેમને આનંદ મળતો

નથી. આવા મનુષ્યો સદા ઉદાસ અને ચિંતામગ્ન રહે છે. આનંદનો અનુભવ કરવાની શકિત પણ તેનામાંથી નષ્ટ થઇ ગઇ હોય છે. આવા મનુષ્યો ધનવાન હોય છે તો પણ તેમને પ્રસન્નતાનો અનુભવ થતો નથી, તેમને મુસાફરી કરવી ગમતા નથી પ્રકૃતિનાં સુંદર દસ્યો તેમના મન ઉપર અસર કરી શકતા નથી. યુવાનીમાં આવા મનુષ્યો ચિંતાના વિચારમાં વ્હેલા વૃદ્ધ બની જાય છે. આથી આવા મનુષ્યોને ધનથી પણ સુખ નથી મળતું, જ્યાં સુધી પ્રાપ્ત વસ્તુમાં સંતોષ માનવાની ટેવ મનુષ્યને નથી પડી ત્યાં સુધીજ સુખનો અનુભવ તે કરી શકતા નથી.

જીવનને આનંદમય બનાવવા માટે ધનની આવશ્યકતા નથી. આનંદમય જીવન બનાવવા માટે તો પ્રત્યેક પદાર્થ જોતાં આનંદ પ્રાપ્ત થાય તેવી શકિત ખીલવવાની જરૂર છે. જેઓ આનંદી જીવન ગાળનારા છે તેમને પ્રત્યેક વસ્તુમાં આનંદ જણાય છે. પણ જેઓ કલેશી, અસંતોષી ઉદાસી, નિરૂત્સાહી છે, તેમનાં જીવન દુઃખી રહે છે. તેમને પ્રાપ્ત પદાર્થ અસંતોષ ઉપજાવનાર થઇ પડે છે. આનદી મનુષ્ય નિર્ધન હશે તો પણ સુખીજીવન ગાળી શકશે, જેઓ પવિત્ર વિચાર અને ઉચ્ચ વાસનાઓથી પોતાના મનને પ્રસન્ન રાખી શકે છે તેવા મનુષ્યો મહેનતુ, સાહસી અને ઉદ્યોગી હોય છે. તેઓ સદા પ્રયત્નશીલ રહે છે, પ્રયત્ન કરવામાંજ સુખ માને છે, તે પોતાના ઉદ્યોગથી ઘરની નાની નાની વસ્તુઓને પણ એવી ઉતમ રીતે રાખે છે કે તે સદા તેમને જોઇ પ્રસન્ન થાય છે. ઉદ્યોગી પુરૂષોના ઘરની વ્યવસ્થા ઉતમ પ્રકારની હોય છે, તેમનાં ઘર સ્વચ્છ અને સુંદર જણાઇ આવશે. દરેક વસ્તુ ઉત્તમ પ્રકારે વ્યવસ્થિત ગોઠવેલી હશે, તેમની કપડાં સ્વચ્છ હશે, વાસણો પણ ચકચકિત સ્વચ્છ હોઇ સુંદર

દેખાય તેવી રીતે ગોઠવેલાં જણાશે. તે ગરીબ હોય અને કદાચ ફરનીચર ન હોય કે બીજો વૈભવ ન હોય પણ જે હશે તેની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની હશે અને તેના ઘરમાં જોતાંજ આનંદ જણાશે.

સુખીજીવન ગાળવા માટે નાની નાની બાબતો ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર છે. આહાર સાદો લેવો, અને ઘરમાં હવા આવ્યા કરતી હોય, સ્વચ્છતા રહેતી હોય, રહેવાની વ્યવસ્થા ઉત્તમ પ્રકારે હોય, ઘરમાં દરેક વસ્તુ વ્યવસ્થિત ગોઠવેલી હોય કે જે જોતાંજ આનંદ થાય. ગોઠવેલી દરેક વસ્તુ જોઇએ કે તરત મળી જાય છે. સ્વચ્છતા રાખવામાં કાંઇ બહુ ખર્ચ થતો નથી, માત્ર કાળજી રાખવાનીજ જરૂર હોય છે. ઘણી ટુંકી કમાણીવાળાના ઘરની વ્યવસ્થા ઉત્તમ હોય છે ત્યારે કેટલાક વધુ કમાણીવાળાના ઘરની બેકાળજીથી વ્યવસ્થા બરોબર હોતી નથી, બાળકોને અને સ્ત્રીઓને પણ સ્વચ્છતા જાળવવાનું પ્રથમથી જ્ઞાન આપવું જોઇએ. દરેક વસ્તુ વ્યવસ્થિત મુકવાની તેમને ટેવ પડી જવી જોઇએ. એક બીજાની સાથે આનંદથી રહેવાનો અભ્યાસ પાડવો જોઇએ. જે વસ્તુ મળે તેમાં સંતોષ માનતાં શીખવું, છતાં સદા પ્રયત્નશીલ રહેવું એ સુખી જીવનનો અનુભવ કરાવનાર છે.

વધુ આવક હોય તેથી કાંઇ આનંદ મળતો નથી. હંમેશાં આવકના પ્રમાણમાં ખર્ચ રાખવું, કોઇપણ ચીજ વગર કામની ખરીદવી નહિ, કોઇ ચીજ ઉધારે લેવી નહિ, આવકમાંથી કંઇને કંઇ બચાવવાનો અભ્યાસ પાડવો તો તે જરૂર સુખી થઇ શકે છે. ઘણા માણસોને આવક વધુ હોય છે, પણ તેઓનો મહીનો પુરો થતાં જ આવક ખર્ચાઇ જાય છે અને કાંઇ બચતું નથી. એવા માણસો પછી દેવું પૂરવાની ચિંતામાં સદા દુઃખી રહે છે. એવા મનુષ્યો

કપડાં ઉત્તમ પ્રકારનાં મોંઘાં પહેરતાં હોય તો તેને સ્વચ્છ રાખવાની કે તેની સંભાળ રાખવાના કાળજી રાખતા નથી તેથી તે જલ્દી મેલાં થઇ ખરાબ થઇ જાય છે અને ફાટી જાય છે. ઘરમાં ફરનીચર હશે તો ખુરશી ટેબલ ઉપર ધુળ પડી રહે છે, તે ઉડાડવાની પણ કાળજી હોતી નથી, ઘરમાં બેકાળજી રાખવાથી નુકશાન થાય છે. બજારમાં ગયા અને કોઇ વસ્તુ સારી દેખાય કે જરા સસ્તી મળતી હોય તો તરત ખરીદવાના પછી ભલેને ઘરમાં તેની જરૂર ન હોય, અને ઘરમાં લાવ્યા પછી એક ખુણે પડી રહે આવી રીતે પોતાની આવક જરૂર વગરનાં ઘણાં કાર્યોમાં ખર્ચાઇ જાય છે. આવા મનુષ્યો સદા દુઃખી રહે છે. સુખ તો તેમને સ્વપ્નવત થઇ જાય છે અને ભવિષ્યમાં તે મહાન થઇ શકતા નથી. આવી ટેવવાળાની આવક ભલેને વધારે હોય છતાં તેઓ સદા દુઃખીજ રહેવાના.

આ વિશ્વમાં સુખતો બધાં પ્રાણિયોને જોઇએ છીએ, પણ સુખી રહેવાનો સાચો ઉપાય સર્વના જાણવામાં હોતો નથી. સુખપુર્વક રહેવા માટે તો ઊંડા જ્ઞાન અને અનુભવની જરૂર છે. કેટલાક મનુષ્યો તો માની બેઠા હોય છે કે સંસારમાં તો દુઃખજ છે. પણ તે વાત સાચી નથી. સુખ દુઃખ એ આપણા પોતાને આધીન છે. સુખ દુઃખનો અનુભવ કરવો એ મનનું કામ છે. અને મન ઉપર કાબુ મેળવવો એ આપણા અધિકારમાં છે. મનુષ્ય ધારે તો પોતાના વિચારોને શુદ્ધ રાખી શકે છે, ઇંન્દ્રિયોને વશ કરી શકે છે, હૃદયને પવિત્ર બનાવી શકે છે, વાસનાનું શમન કરી શકે છે. સદગુણોને પ્રાપ્ત કરી સુખી થઇ શકે છે.

સુખી જીવન ગાળવું એજ મનુષ્યે શીખવાનું છે, દ્રવ્ય મેળવતાં તો ઘણાને આવડે છે, પણ સુખી જીવનનો અનુભવ થતો નથી જેના

ઘરમાં સુખ અને શાંતિ હોતાં નથી તેના ઘરની ઉન્નતિ થતી નથી. જ્યાં સદા ક્લેશ, કંકાસ, લડાઇ ઝઘડા ચાલ્યા કરે છે, ઘરમાં અસ્વચ્છતા જણાઇ આવતી હોય સ્ત્રી બાળકો આ સુ થઇ પડયા રહેવાને ટેવાઇ જાય છે ત્યાં સ્ત્રી કે પુરુષ સુખી થઇ શકતા નથી તેવા મનુષ્યોનાં જીવન દુઃખી હોય છે. જે મનુષ્ય આખો દિવસ દુકાને કે ઓફીસે વૈતરૂ કર્યાં કરતો હોય, અને સાંજે ઘેર જઇ આરામ લેવા ઇચ્છતો હોય, પણ ઘરમાં સ્ત્રી તો પતિને ઘેર આવતાંજ ક્લેશ કરવા મચી પડે, તે પુરુષે સુખ કયાં શોધવું ? પુરુષને સ્ત્રી અને સ્ત્રીને પુરૂષ પરસ્પર સુખ આપી શકે છે, પણ બન્ને વચ્ચે જ્યાં હંમેશાં અજ્ઞાનથી કંકાસ ચાલ્યા જ કરતો હોય ત્યાં સુખની શી આશા ? તેનાં બાળકો પણ તેવાજ હોય આવાં સ્ત્રી પુરૂષોનું જીવન પૈસો હોવા છતાં દુઃખમાં જાય છે.

ઘરમાં પૈસાટકા હોય, જોઇતા પદાર્થો હોય તેથી કાંઇ સુખ નથી મળતું. જેના ઘરમાં રાતદિવસ કલેશ-કંકાશ ચાલતો હોય તે સર્વ કરતાં વધુ દુઃખી છે, જેના શરીરમાં આત્મા એ અગત્યની વસ્તુ છે, આત્મા વગર શરીર ટકતું નથી તેમ ઘરમાં સુખ ।। ખાસ આવશ્યકતા છે. સુખ વગરનું ઘર દુઃખોત્પાદક છે; સુખને માટે સ્વચ્છતા અને વ્યવસ્થિત ઘરકારભાર, ઉપરાત આવકના પ્રમાણમાંજ ખર્ચ કરવું ખાસ જરૂરનું છે. મનુષ્યનામાં જે પ્રમાણે ગુણો વધારે હોય છે તે પ્રમાણમાં તે સુખનો અનુભવ કરી શકે છે, ધનથી કે ભોગવિલાસથી સુખનો અનુભવ નથી થતો. જે ઘરમાં જરૂરની બધી વસ્તુઓ હોય, જેની સ્ત્રી સદ્ગુણી સુશીલ અને પતિ ઉપર પ્રેમ રાખનારી હોય, અને ઘરની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની રહેતી હોય તે મનુષ્યો સુખી જીવન ગાળી શકે છે.

સુખી મનુષ્ય સરલ સ્વભાવનો હોય છે, તે દયાળુ હોય છે, દયાળુતા એ સુખનું ખાસ જરૂરનું અંગ છે. ક્ષમા, શાંતિ, સહાનુભૂતિ, પ્રત્યેક પદાર્થને ઉપયોગમાં લેવાની શક્તિ, એ તેનાં ઉપાંગો છે કહેવત છે કે જ્યાં પ્રેમ છે તેના ઘરની છાસ સારી પણ જેનો પ્રેમ નથી તેના ઘરનું મિષ્ટાન્ન ખોટું. તેમ જ્યાં પરસ્પર પ્રેમ છે ત્યાં સુખી મનુષ્ય વિચારશીલ, ભવિષ્યનો વિચાર કરનાર અને આવકના પ્રમાણમાં કરકસરથી ખર્ચ કરનારો હોય છે તેને ન્યાય તથા સત્ય ઉપર સ્વાભાવિક પ્રેમ ઉત્પન્ન થાય છે. તે કદાપિ દેવું કરતો નથી, હંમેશાં આવક કરતાં થોડું ખર્ચ કરે છે અને ભવિષ્યને માટે કાંઇને કાંઇ બચાવી રાખે છે પણ જરૂરની વસ્તુઓ ખરીદવામાં કંજુસાઇ કરતો નથી. તે જે કંઇ ખર્ચ કરે છે તે બીજાને બતાવવા માટે નહિ, પણ પોતાને માટે કરે છે. તે સદા નિયમપૂર્વક કાર્ય કરે છે, સુખપૂર્વક ખાય છે, પીવે છે તથા રહે છે. આરોગ્યના રક્ષણ માટે જરૂરની વસ્તુઓ તે જરૂર ખરીદ કરે છે. તે કંજુસાઇથી શીયાળામાં ટાઢે મરતો નથી કે ઉનાળામાં પરસેવાથી હેરાન થતો નથી તે જરૂરની ન હોય તેવી સસ્તી વસ્તુઓ કદી ખરીદતો નથી. આરોગ્ય રક્ષણ માટે ઉપયોગની વસ્તુઓ તે જરૂર ખરીદે છે પણ નકામી વસ્તુ ખરીદવામાં એક પૈસો પણ ખર્ચતો નથી અને તેના પરિણામે પૈસા સંબંધી તેને ચીંતા સતાવતી નથી.

સુખીજીવન ગાળવા માટે જેઓ સદા સંતોષી રહે છે, પ્રયત્નશીલ રહે છે, આવકના કરતાં ઓછું ખર્ચ રાખે છે, ઘરમાં સ્વચ્છતા અને વ્યવસ્થા રાખે છે, નિયમિત જીવન ગાળે છે, સ્ત્રીઓને અને બાળકોને આનંદી રહેવાની ટેવ પાડે છે, એક બીજાની સાથે સંપથી, સ્નેહથી અને પ્રેમથી રહે છે તેનેજ સુખનો અનુભવ થાય છે અને તેજ સુખીજીવન ગાળી શકે છે.

સુખીજીવન તે ગાળી શકે છે કે જે સદા પ્રાપ્ત વસ્તુમાં સુખ માને છે. અપ્રાપ્ત વસ્તુ મેળવવાના પ્રયત્નમાં સુખ માણે છે, તેને કોઇનું પણ ભલું કરવાની ઇચ્છા થાય છે; સદા સર્વ પ્રકારે શાંતિ જાળવી રાખે છે; અન્યના ઉપર દ્વેષ કરતો નથી, કોઇને પણ સહાય કરવી, દયા રાખવી, એ તેનાં કાર્યો છે. સદા સત્ય બોલે છે, સર્વ-પ્રતિ પ્રેમ રાખે છે, તેના વર્ત્તનનું અન્ય મનુષ્યો અનુકરણ કરે છે તેનાં બાળકો માયાળુ, આનંદિત, પ્રેમી અને મહેનતુ હોય છે. જેના ઘરનાં માણસો પ્રેમાળ હોય છે તે સદા સુખીજીવન ગાળી શકે છે.

---

જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો.

## સ્વધર્મનિષ્ટ દૈવીજીન

અથવા

### ધર્મસંસ્થાપક મહાપુરૂષોનાં જીવનવૃત્ત.

આ ઉપયોગી પુસ્તક તૈયાર છે. તેની અંદર હિંદુ, જૈન, પારસી અને મુસલમાન સર્વ ધર્મનું રહસ્ય, તે તે ધર્મના ધર્મ સંસ્થાપક મહાપુરુષોનાં જીવન વૃત્તાંતો, દરેક માણસ પોતે પોતાના ધર્મનું શિક્ષણ મેળવી, ધર્મને આચારમાં ઉતારી સ્વધર્મનિષ્ઠ દૈવીજીવન શી રીતે ગાળી શકે, સંસારમાં ઉચ્ચ જીવન ગાળી આદર્શમય ચારિત્ર્યશીલ શી રીતે બને તેવાં અનેક વૃત્તાંતનો સમાવેશ છે. કીં. રૂા ૬).

ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ અને મુંબાઇ.

# પ્રકરણ ૧૦ મું

## સુખ અને દુઃખ.

મનુષ્યને સુખ તો જોઇએ છીએ. જન્મથી મરણ પર્યંત તે સુખ મેળવવા પ્રયત્ન કરે છે. તે પોતાની બુદ્ધિથી જે વસ્તુમાં સુખ માને છે તે વસ્તુ મેળવવા મથે છે, તે વસ્તુ મળવાથી તેને સંતોષ થાય છે. પણ તે સંતોષ ક્ષણિક હોય છે; તે વસ્તુ જ્યા સુધી મળી હોતી નથી. ત્યાં સુધી તે મળશે તો જ સુખ મળશે એમ માની પ્રયત્ન કરે છે; મળતાં ક્ષણિક આત્માની એકાગ્રતા થાય છે કારણ કે પ્રાપ્ત વસ્તુ મળતાં વૃત્તિઓ આત્મામાં ક્ષણિક સમય માટે ઝંપલાઇ જાયછે; તેટલો વખત શાંતિ અને સુખનો અનુભવ થાય છે, વળી પાછી વૃત્તિઓ જાગ્રત થઇ બીજી વસ્તુ મેળવવાને પ્રેરે છે. એટલે તે વખતે પ્રાપ્ત વસ્તુનું સુખ મટી જઇ અપ્રાપ્ત વસ્તુમાં સુખ માની તે મેળવવા મથે છે,

આવી રીતે મનુષ્ય આખો જન્મારો આવી અપ્રાપ્ત વસ્તુઓ મેળવવા પ્રયત્ન કર્યા કરે છે; તે મળે છે તે વખતે વૃત્તિઓ જાગ્રત થતાં અન્ય વસ્તુ પ્રતિ દોડે છે. મનુષ્ય તે મેળવવા પ્રયત્ન કરે છે. અને તે વસ્તુ જ્યાં સુધી નથી મળતી ત્યાં સુધી પ્રાપ્ત વસ્તુનું સુખ

પણ તે લઇ શકતા નથી. આવી મેળવવા ધારેલી અપ્રાપ્ત વસ્તુઓ જો પ્રયત્ન કરવા છતાં નથી મળતી અથવા મળવાની આશા પણ જતી રહે છે તે વખતે મનુષ્યને દુઃખનો અનુભવ થાય છે. કારણ કે તે પ્રસંગે વૃત્તિયો સ્થિર ન થતાં ચંચળ બને છે.

આવી જ રીતે પ્રાપ્ત વસ્તુ જતી રહેતાં મનુષ્યને દુ;ખ થાય છે. જ્યાં સુધી પ્રાપ્ત વસ્તુ પોતાની પાસે હોય છે ત્યા સુધી તેનાથી મળતું સુખ; અપ્રાપ્ત વસ્તુઓ મેળવવાની લાલસાથી લઇ શકાતું નથી: પણ જ્યારે પ્રાપ્ત વસ્તુ ખોવાઇ જાય, કે તેનો નાશ છે ત્યારે અત્યંત દુઃખનો તેને અનુભવ થાય છે. આ પ્રમાણે મનુષ્યો-ને સુખનો અનુભવ થવામાં કે દુઃખનો અનુભવ થવામાં વસ્તુઓ કારણભુત નથી પણ અંતરની વૃત્તિઓની સ્થિરતા કે ચંચળતા જ કારણભુત છે.

મનુષ્યે પોતાની આત્મિક ઉન્નતિ કરવી જોઇએ; આધ્યાત્મિક ઉન્નતિ કરવાથી જ તેને સાચું સુખ પ્રાપ્ત કરવાનો રાજમાર્ગ જડી આવવાનો. અને સાચું સુખ તો તે જ્યારે પોતાની વૃત્તિઓ ઉપર અંકુશ રાખી શકે છે ત્યારેજ મળી શકે છે. જે મનુષ્યો સ્વતંત્રતા ગુમાવી દઇ પોતાની મનોવૃત્તિયોના દાસ બની જાય છે, વૃત્તિઓ જ્યાં દોડાવે ત્યાં દોડે છે; અને વૃતિયોની ઇચ્છાનુસાર નવી નવી ઇચ્છાઓ સિદ્ધ કરવાના પ્રયત્નોમાં મગ્ન બની રહે છે ત્યાં સુધી તેનો સ્વતંત્ર આત્મા હંમેશ દૂર્બળ બનેલો જ હોય છે.

જેમ મસ્ત અને તોફાની ઘોડાને ગાડીમાં જોડી પછી તેનો સારથી તે ઘોડાની લગામ ઢીલી મૂકી તેને જ્યાં જવું હોય ત્યાં જવા દે છે; તે પોતે જ્યાં જવું હોય ત્યાં લઇ જવા માટે ઘોડાના ઉપર અંકુશ રાખી શકતો નથી, તો તે મસ્ત તોફાની ઘોડો ગાડીને અને

તેના સારથીને ઊંડા ખાડામાં પણ લઇ જઇ નાંખે છે. અને ઘોડાને અંકુશમાં ન રાખવાથી સારથી પ્રાણુ ગુમાવે છે. તેવી જ રીતે જે મનુષ્યો પોતાની મનોવૃત્તિયો ઉપર અંકુશ રાખી શકતા નથી; જેઓ પોતે ધારેલી દીશામાં વૃત્તિયોને ચલાવી શકતા નથી પણ વૃત્તિઓ જ્યાં લઇ જાય ત્યાં દોડે છે, તેવા મનુષ્યો હંમેશને માટે દુઃખી રહે છે.

આવા મનુષ્યો વૃત્તિયોના દોરાયા દોરાય છે, અને જે વસ્તુ મેળવવાની વૃત્તિયોને ઇચ્છા થાય છે તે વસ્તુઓને મેળવવા પ્રયત્ન પણ કરે છે, છતાં જો તે વસ્તુઓ તેમને મળતી નથી તો તે વખતે તેમને અત્યંત દુઃખનો અનુભવ થાય છે. તેનો અનુભવ તો તેવા મનુષ્યોને જ હોય છે. અને આ વસ્તુઓ ન મળતાં તે મેળવવા માટે અનેક પ્રકારના અનર્થ પણ કરી બેસે છે.

આવા દુઃખમાંથી છુટવું હોય, સુખ મેળવવાની ઇચ્છા હોય તો તમારી ઇચ્છાઓ ઉપર અંકુશ રાખતાં શીખો. તમે તમારી ઇચ્છાઓને તમારા કબજામાં રાખો પણ તેના ગુલામ તમે ન બનો મનુષ્યના મનમાં અનેક પ્રકારની ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે. પણ દરેક ઇચ્છા ઉત્પન્ન થતાં જોવું કે કઇ વૃતિ ઉત્તેજીત થઇ એવી ઇચ્છાને ઉત્પન્ન કરી રહી છે, તે ઇચ્છા ન્યાયી અને સત્ય ન હોય તો તેને રોકો અને એવી ઇચ્છાઓને તમારા હૃદયમાં ફરી કદી સ્થાન આપો નહિં.

મનુષ્યને બે પ્રકારનાં સુખ અને દુઃખનો અનુભવ થાય છે. ૧ માનસિક અને ૨ શારીરિક. પ્રથમ માનસિકનો અનુભવ થતાં તેની અસર શરીર ઉપર થાય છે. ઘણી વખતે શારીરિકનો અનુભવ થતા તેની અસર મન ઉપર થાય છે. મનુષ્યની માનસિક અશાંતિનું કારણ તપાસીશું તો જણાશે કે અશાંતિનું કારણ તેની મનોવૃતિયોની ચંચ-

ળતા જ હોય છે. તે પોતે ધારે છે કે સંસારના બીજા મનુષ્યો કે અનેક પદાર્થો પોતે પોતાનો સ્વભાવ છોડીને તેની ઇચ્છાને વશ થઇ રહે. પણ જ્યારે એવા મનુષ્યો કે પદાર્થો તેની ઇચ્છાને અનુકૂળ થતા નથી ત્યારે તેને દુઃખ થાય છે. જેમકે એક મનુષ્ય ધારે કે અમુક વસ્તુ તો તેને મળવીજ જોઇએ, પણ પ્રયત્ન કરવા છતાં તેને તે વસ્તુ મળતી નથી. ત્યારે અત્યંત દુઃખ થાય છે. વળી તે ધારે છે કે અમુક મનુષ્યે તો મારી ઇચ્છા પ્રમાણે ચાલવું, હું કહું તેમ કરે તો સારૂં, પણ જયારે તેની ઇચ્છાને અનુકુળ તે મનુષ્યો વર્તતા નથી ત્યારે તેને દુઃખ થાય છે. પરંતુ દરેક મનુષ્યે સમજવું જોઇએ કે તેણે તે વસ્તુઓ કે મનુષ્યોના યથાર્થ સ્વરૂપને જાણી તેને પોતાની અવશ્યકતાઓને અનુકુળ બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. પણ જ્યાં સુધી મનુષ્યો પોતાની માનસિક વૃત્તિયો ઉપર અંકુશ રાખી શકવાનું સામર્થ્ય મેળવી શકતા નથી ત્યાં સુધી તેમની આવી ધારણા સફળ થતી નથી.

મનુષ્યો પોતાની વૃત્તિયો ઉપર અંકુશ ન રાખી શકતાં પોતે વૃત્તિયોના દાસ બને છે. ત્યારે તે આંધળા બની જાય છે, તેમને જે જણાય છે તેના યથાર્થ સ્વરૂપને તે ઓળખી શકતા નથી. ક્રોધી મનુષ્યો જે તરફ જુએ છે, ત્યાં તેમને ક્રોધ ઉત્પન્ન થાય તેવાજ પ્રસંગો જણાય છે, લોભી મનુષ્ય પોતાનો લોભ સાધવા અનેક પ્રકારના પ્રયત્નો કરે છે. ધારે છે કે અનાજ સસ્તુ થાય, ખર્ચ ઓછું કરવું પડે, સસ્તામાં વસ્તુઓ મળે તેવું ઇચ્છે છે, મોંઘી વસ્તુઓ હોય તો તેને નિરાશા થાય છે, એવી જ રીતે વૃત્તિયોના દાસ બની બેઠેલા મનુષ્યો જેમ ઘોડાને આંખે પાટા બાંધે અને ગમે ત્યાં દોડે તેમ પોતે પોતાની ઇચ્છાઓ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યા કરે છે, અને દુઃખી થાય છે.

મનુષ્યો પોતાની વૃતિયોના દાસ બની જેમાં સુખ માને છે તે મેળવવા મથે છે, તેમને ચહા, બીડી, આદિ વ્યસનથી સુખ છે એમ જણાય તો તે તે વસ્તુઓ મેળવવા મથે છે, કેટલાક તો વળી મદ્યાદિનું સેવન કરવાથી સુખ મળશે એમ માની તે મેળવવા મથે છે. આવાં વ્યસનોથી આરોગ્યનું નુકશાન, ધનનો દુરૂપયોગ, સ્વભાવમાં ઉગ્રતા, વિગેરે અનેક હાનિ થાય છે, પણ તેનો ખ્યાલ વ્યસનીને નથી આવતો. વ્યસનોમાં તેમને મોહ હોય છે, તેમનુ ચિત્ત એવું વિહવલ બની જાય છે કે તે વ્યસનનું સેવન કરે તોજ તેમને શાંતિ મળે. વ્યસની મનુષ્યોની વિચારશકિત નષ્ટ થઇ જાય છે. સ્વભાવ પશુ જેવો બની જાય છે. અનેક હાનિ થાય છે તેની તેમને દરકાર હોતી નથી આજ પ્રકારે ક્રોધી, લોભી, દુર્ગુણી, મનુષ્યો પણ મનોવૃત્તિયોના દાસ બની સારાસારનો વિચાર કરવાની શકિત ગુમાવી દુઃખી થાય છે સારાસાર વિચાર કરવાની શક્તિ એટલી અમુલ્ય છે કે તેનો ત્યાગ કરવો એ અનેક પ્રકારની હાનિ વેઠી લેવા જેવું છે.આવી અમુલ્ય શકિત મનોવૃત્તિયોના દાસ બનેલા મનુષ્યો ગુમાવી બેસે છે.

જેમ મનુષ્યો મદ્યાદિ વ્યસનોથી મનુષ્યત્વને ગુમાવી તેમની સારાસારનો વિચાર કરવાની શકિત ગુમાવી દે છે, તેમ એ મદ્યાદિ વ્યસનોથી પણ અધિક માદક, અધિક નુકશાન કરનાર અનેક દુર્ગુણો મનુષ્યમાં ઘર કરી રહેલા હોય છે, તેને તે જોઇ શકતા નથી. જેમ દીવા તળે અંધારૂં હોય છે. તેમ મનુષ્યો પોતાનામાં શું દોષો કે દુર્ગુણો ઘર કરી રહેલા છે તે જોઇ શકતા નથી. બીજા મનુષ્યોના દોષો અને દુર્ગુણો તરત તેમની નજરમાં આવી જાય છે. તે બીજાના દોષોનું વર્ણન કરવા બેસે છે પણ પોતાનામાં તેજ દોષો ઘર કરી રહેલા હોય છે, કેટલાક દુર્ગુણો તો સ્વભાવસિદ્ધ થઇ ટેવાઇ ગયેલા

હોય છે; તેનો તેમને ખ્યાલ સરખો પણ આવતો નથી. આપણે બહાર જગતમાં ફાંફાં મારતા હોઇએ છીએ, બીજાનાં છિદ્રો જોતાં ફરીએ છીએ, એટલે આપણા હૃદય તરફ વળી જોઇ શકતા નથી કે આપણામાં શું છે? મનુષ્યોએ પોતાના અંતરમાંજ શોધખોળ કરવી, તેમાં આત્માના પ્રકાશને ઢાંકી દેનાર, હૃદયની નિર્મળતાને અશુદ્ધ બનાવનાર, કામ, ક્રોધ, લોભ, ઇર્ષ્યા, અભિમાન, સ્વાર્થ કેવા સંતાઇ રહેલા નજરે પડે છે. આ દુર્ગુણો શું મદ્યાદિથી પણ વધુ માદક નથી? આનુંજ નામ દીવા તળે અંધારૂં છે.

મહાન પુરૂષો, ધર્માચાર્યો તરફ દૃષ્ટિ કરો, તેઓ ઉપર ઉપરના શુદ્ધાચારનું સેવન કરે છે, જો કોઇ દારૂડીયાનો પડછાયો પડે તો સ્નાન કરે છે, અપવિત્ર વસ્તુને અડકતાં સ્નાન કરી શુદ્ધ થાય છે, છતાં પણ તેમના અંતરમાં રહેલો ક્રોધ તેમનું ધાર્યું સિદ્ધ ન થતાં એવો પ્રજ્વળી ઉઠે છે કે સ્હેજ સ્હેજમાં પણ તે ચીડાઇ જાય છે, અન્યને ધમકાવી મારે છે. આથીજ તેનું હૃદય પવિત્ર નથી એ જણાઇ આવે છે. આચારવિચારનું પાલન કરવા માટે સ્નાનાદિ કરવું, પવિત્ર રહેવું એ ઉત્તમ છે પણ સાથે સાથે હૃદયને મલિન કરનારા કામ ક્રોધાદિનો તો દરેક મનુષ્યે ત્યાગ કરવો જોઇએ. જેઓ કામક્રોધાદિનો ત્યાગ કરી શકે છે, સત્ય, દયા, અહિંસા, બ્રહ્મચર્ય આદિનું પાલન કરી શકે છે તેજ પોતાના હૃદયને પવિત્ર બનાવી શકે છે અને તેજ આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે.

# પ્રકરણ ૧૧ મું

## દુઃખનો ક્ષય અને સુખની પ્રાપ્તિ.

મનુષ્ય દુઃખનો ત્યાગ કરવાનું ઇચ્છે છે. તેને સંસારમાં ઘણા પ્રસંગો દુઃખના આવે છે, એ દુઃખની નિવૃત્તિ માટે મનુષ્યો નિરંતર પ્રવૃત્તિ કર્યા કરે છે. દુઃખ શબ્દજ એવો છે કે તેથી ભલભલા હિંમત હારી જાય છે, શરીરમાં સાધારણ વેદના થતાં પણ દુઃખ થાય, એકના એક પુત્રનું મરણ થાય તો અત્યંત દુઃખ થાય, બસો પાંચસો રૂપિયાની વેપારમાં ખોટ જાય તો દુઃખ થાય, અને મીલો ડુબી જાય કે રાજાને ભિખારી થવાનો વખત આવે તો પણ દુઃખ થાય એવી રીતે વ્યવહારમાં મનુષ્યને તાવનાર દુઃખોનો અનુભવ દરેકને થાય છે. સાધારણ રીતે દુઃખના બે પ્રકાર ગણાય, શારીરિક દુઃખ અને માનસિક દુઃખ જે દુઃખનો શરીર સાથે સંબંધ હોય તેવાં દુઃખો—એટલે શરીરે રોગ થાય, ઘરમાં ચોરી થાય, એ બધાં પ્રથમ પ્રકારનાં દુઃખ હોઇ શકે, અને જેથી મનુષ્યને ચિંતા થયાં કરે એવાં દુઃખ તે માનસિક દુઃખ ગણાય છે.

શારીરિક અને માનસિક દુઃખો એક બીજાની સાથે સંબંધ છે, ઘણીવાર અત્યંત ચિંતા કર્યા કરવાથી આપણે રોગના મુખમાં

પડી દુઃખી થઇએ છીએ, ઉપરથી સુખી જણાતા, પૈસાવાળા કે નિર્ધન સર્વને આ માનસિક દુઃખ આપનાર અનેક ચિંતાઓ સતાવ્યાં કરે છે. શરીર માંદુ થાય તો તે યોગ્ય ઉપચાર કરવાથી સારૂં થઇ જાય છે, પણ માનસિક દુઃખ મટાડવાનો ઉપાય ઝટ હાથમાં આવી શકતો નથી. એ ચિન્તારૂપી પિશાચિણિ જે મનુષ્યને વળગે તેને દુઃખી કરી મૂકે છે. આ ચિન્તા પિશાચીણી ઘણે ભાગે મનુષ્યની ભુલનું જ પરિણામ હોય છે, અને તેને મનુષ્ય મટાડી શકે છે.

આ વિશ્વમાં સુખ અને દુઃખનું જોડું કાયમ રહ્યાં કરે છે, એકવાર દુઃખ તો બીજીવાર સુખ એમ ઘટમાળ ચાલ્યાં જ કરે છે. મનુષ્ય જેને સુખી થવાની ઇચ્છાથી મેળવવા ઇચ્છે છે; તે ઘણીવાર મનુષ્યને દુઃખ ઉત્પન્ન કરનાર થઇ પડે છે, અને કેટલીક વાર તેને દુઃખ આપનાર વસ્તુજ સુખ આપનાર થઇ પડે છે. મનુષ્ય યોગ્ય ઉમ્મરે આવ્યા પછી તે ધંધામાં ઝંપલાવે છે, તે અમુક ધંધો કરીશું તો સુખી થઇશું એમ માની કોઇ ધંધો શરૂ કરે છે, પણ કેટલીકવાર તેના માની લીધેલા ધંધાથી તેને દુઃખ આવે છે. કેટલીકવાર યુવકો ભણ્યા પછી વકીલનો ધંધો પસંદ કરે છે, અને વકીલ થઇ સ્વતંત્રતાથી પુષ્કળ દ્રવ્ય મેળવવાની આશા રાખે છે, આથી તેને વકીલ થવામાં આનંદ જણાય છે, પણ વકીલ થયા પછી પ્રેક-ટીસ સારી ન ચાલતાં તેમાં તેને અસંતોષ જણાય છે; અને વળી વકીલાત મૂકી દઇ નોકરી લેવા ફાંફાં મારે છે, અને નોકરી નથી મળતી ત્યાં સુધી દુઃખી રહ્યાં કરે છે, આવી રીતે એક વસ્તુ મેળ-વવાની ઇચ્છાથી પ્રયત્ન થાય છે, તે વસ્તુ મળતાં ક્ષણિક સુખ મળે છે, વળી તેથી અસંતોષ થાય છે, આથી વળી બીજી વસ્તુની ઇચ્છા કરે છે, અને તે પ્રાપ્ત નથી થતી ત્યાં સુધી ચિંતાથી દુઃખી થયાં કરે છે.

ઘણા મનુષ્યો તો પોતાને માટે લોકો શું કહે છે તેની ચિંતા કર્યાં કરે છે લોકો પોતાની નિંદા તો નથી કરતા, બધા તેનાથી સંતોષ માનતા હશે કે નહિ, એવી ચિંતા કર્યા કરે છે. કેટલાક તો પોતાને માટે અમુક માણસ નિંદા કરે છે, અમુક તેનું અહિત કરવા ઇચ્છે તે સાભળી ઘણા ચિંતાતુર રહે છે, આવી રીતે મનુષ્યો અનેક પ્રકારની ચિંતાઓથી દુઃખો થયાં કરે છે. એ ચિંતા માત્રનો તેણે ત્યાગ કરવો ઘટે છે. તમે પોતે ઉત્તમ કાર્ય કરતા હો ઇશ્વરનો ડર રાખો નીતિમય શાંત જીવન ગાળતા હો તો પછી લોકો ગમે તે કહે તેની ચિંતા કરવાનું કાંઇ પ્રયોજન નથી.

મનુષ્યને પોતાના સંબંધમાં બીજા આમ કહે છે તેમ કહે છે તેની ઘણી ચિંતા રહે છે. તમે જાતે સત્યથી ચાલતા હો છતાં લોકો અણસમજે તમારી નિંદા કરતા હોય તો તેથી બ્હીવાનું કાંઇ પ્રયોજન નથી. જે નિરપરાધી હોય તેને માથે કાંઇ જુઠું આળ મૂકે તો છેથી બ્હીવાની કાંઇ જરૂર નથી અવી વાતોથી મનુષ્યના દુઃખનો પાર રહેતો નથી. આ સંસારમાં લાભ, ખોટ, જશ, અપજશતો ચાલ્યાં જ કરે છે, તેની ચિંતા કરવાનું કાંઇ પણ કારણ નથી કેટલાક લોકો બીજાના ઉપર ઉપકાર કરી તેના બદલાની આશાથી દુઃખી થાય છે. દુઃખ તો જગતમાં ભલભલાને સતાવે છે, તે દુઃખથી હિમ્મત હારી જવી નહિ, તેનો ત્યાગ કરવા માટે ઉત્સાહથી પ્રયત્ન કરવો, જો દુઃખ વખતે હિમ્મત હારી નિરાશ થશો તો તે જરૂર તમને સતાવશે પણ વીર પુરૂષની માફક ધીરજ રાખી હિંમત ન હારતાં તેનાથી છુટવા પ્રયત્નશીલ રહેવું. જગતમાં ઇશ્વર સર્વનો છે, તમારો પણ ઇશ્વર છે, તે પરમેશ્વરની મદદ હિંમતવાન, નીતિમાન અને સાહસ-ી મનુષ્યને જરૂર મળે છે, અને તેજ દુઃખમાંથી તારે છે. માટે મનુષ્યે

આ ક્ષણિક સંસારના મોહને છોડી દુઃખથી ઉગરવા માટે હિંમતથી ઇશ્વરનો આશરો શોધવો ઘટે છે.

ઘણા મનુષ્યો તો એવા વિચારથી દુઃખી થાય છે કે આપણને કોઇ યોગ્ય માન આપતું નથી; લોકો તેની સ્તુતિ કરતા નથી એમ જાણી પણ ઘણા દુઃખી થાય છે. ઘણા તો પોતે ચિંતા યુક્ત બની દુખથી ગાભરા બની અન્યની નિંદા કર્યા કરવાના જ કામ કરે છે તેમને બીજાની નિંદા કરવાથી પોતાને સુખ થતું, જણાય છે. જે મનુષ્યો આવા રસ્તે ચઢે છે તે જરૂર નિરાશ થાય છે.

જે દુઃખથી ડરી જાય છે તે તેમાંથી ઉગરી શકતા નથી, દુખ એ મનુષ્ય જીવનને કસોટીમાંથી પાર ઉતારનાર છે. મનુષ્યે દુખથી હારવું નહી, સુખમાં ગર્વ કરવો નહી; ઇશ્વરને હાજર જાણી સત્ય અને નીતિથી ચાલવું. દરેક મનુષ્યે પોતાનું ચરિત્ર ઉચા પ્રકારનું બનાવવું હંમેશાં સારા થવા પ્રયત્ન કરવો. ઘણા મનુષ્યો શંકાશીલ હોય છે; વાતવાતમાં તેમને પોતાના કાર્યમાં શંકા થાય છે. બીજાના ઉપર પણ આવા મનુષ્યો વિશ્વાસ રાખી શકતા નથી તેવા મનુષ્યથી કોઇ મહત્ત્વનું કાર્ય થઇ શકતું નથી; શંકાશીલ મનુષ્ય અન્યને સદગુણી જોઇ શકતા નથી,ઘડી ઘડીમાં તેમને બીજા ઉપર અવિશ્વાસ આવી જાય છે. અન્ય મનુષ્યના બરોબર પરિચયમાં આવ્યા વગર તેના ઉપર શંકા રાખવાનો સ્વભાવ અયોગ્ય છે.

મનુષ્યે દુઃખથી છુટવા માટે સર્વ પ્રાણીમાત્રપ્રતિ પ્રેમ રાખ્યા કરવો, કોઇનુ અહિત ન ઇચ્છવું; કોઇના પણ દુર્ગુણોનુ ચિંતન ન કરવું, કોઇની પણ નિંદા ન કરવી, સદા સત્યથી ચાલવું. નીતિથી ધંધો કરવો અને વિનયથી વર્તવું.

હંમેશાં જ્યાં સત્ય છે ત્યાં જ શાંતિ છે, સાચું બોલવું

એટલામાં સત્યનો સમાવેશ થતો નથી. સત્યનું સાચુ સ્વરૂપ તેથી વધુ મહત્વનું છે જેવું મનમાં હોય તેવું જ કહેવું. જે વાત જેવી હોય તેવી કહેવી. જે ભાવ આપણા મનમાં હોય. જે આપણે કર્યું હોય કે કરવા ઇચ્છતા હોઇએ, તે જેવું હોય તેવું કહેવું જોઇએ કહેલું વચન ખરા અંતઃકરણથી પાળવું જોઇએ આજે આમ બોલ્યા અને ફરી બોલ્યા અને કહેવું તે કરવું નહિ અથવા આપેલું વચન પાળવું નહિ, એ સર્વ અસત્ય ગણાય. આવા રીતે સત્ય પાળનારને સદા શાન્તિનો અનુભવ થાય છે જ્યાં શાંતિ છે ત્યાં દુઃખ નથી.

દુઃખનો ત્યાગ કરવાની ઇચ્છાવાળાએ તથા હમેશા શાંતિની ઇચ્છાવાળાએ સદા સત્ય રીતે બોલવું, સત્યનું પાલન કરવું પોતે જેવા ન હોય તેવા બીજાને જણાવવાનો પ્રયત્ન કરવો એ અસત્ય છે. હમેશાં શાંતિમય જીવન બનાવવા માટે પોતાને મળેલા સમયનો સદુપયોગ કરવો. મનને આનંદ ઉપજાવે તેવાં કાર્યો ભલે નીતિસર કરવાં. નકામાં આળસુ થઇ બેસી રહેવાનો અભ્યાસ છોડવો; કેટલાક મનુષ્યો દિવસનો કેટલાક વખત પ્રયત્ન કરે છે અને થોડો સમય ગપ્પાં સપાટા મારતા લોકોની આડીઅવળી વાતો કરતા બેસી રહે છે, છતાં કહે છે કે અમને નવરાશ મળતી નથી; આવા મનુષ્યો જ નવરાશના વખતમાં ગમે તો કોઇની નિંદા કરે છે કે ગમે તો કોઇ પોતાને માટે શું કહે છે તેની ચિંતા કર્યા કરે છે, અથવા પોતાના ભવિષ્યમાં શું બનશે તેની ચિંતામાં પડે છે.

---

**રાજર્ષિ**—(ટાગોરકૃત) સંસારમાં સર્વ વૈભવો છતાં એક રાજા ઋષિમયજીવન વર્તમાનકાળમાં ગાળીને અનેક લોભ લાલચથી ન ફસાતાં પ્રપંચની જાળમાં ન ફસાતાં છેવટ રાજપાટ છોડીને જાય છે, છતાં ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી પાછું રાજ મળે છે. આનન્દ આપે એવું છે. ઘણું પૃષ્ઠ કીંમત ૧-૮-૦

**ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ.**

# પ્રકરણ ૧૨ મું

## સુખી થવાના સરળ માર્ગો.

મનુષ્ય પોતે ઉચ્ચ થવા મથે છે, બીજાને પોતાના કરતાં વધુ ઉંચી સ્થિતિમાં જોઇ તેના જેવા થવા તેને ગમે છે. દરેક મનુષ્ય સુખી થવા ધારે છે; એવો કોઇ પણ મનુષ્ય નથી કે જેને દુઃખી થવું ગમે. બાળક પણ જેનાથી આનંદ મળે તેવી ક્રિયા કરે છે, યુવાન પણ આનંદ મળે તેવી ક્રિયા કરે છે વૃદ્ધ પણ આનંદ ઇચ્છે છે.

સુખી થવું, આનંદ મેળવવો એ મનુષ્યનો ધર્મ છે. પોતે સુખી થવા માટે જ દરેક ક્રિયા કરે છે, બીજા મનુષ્યનો સંગ તે સુખી થવા માટે સેવે છે. જે જે ક્રિયા તેને દુઃખ કર્ત્તા જણાય છે તે તે ક્રિયાથી તે દૂર રહેવા ઇચ્છે છે. વ્યવહારમાં સુખી થવું એ જ મનુષ્યનું કર્ત્તવ્ય છે. વ્યવહારને સર્વોત્તમપણે સાધી પરમાર્થમાં આગળ વધવું એ મનુષ્યનો ધર્મ છે.

આ વ્યવહાર પ્રપંચ એવો છે કે તેમાં મનુષ્યને ઘણી વખતે સુખ મેળવવા જતાં દુઃખ આવીને ઉભું રહે છે. તે કાંઇ દુઃખને ઇચ્છતો નથી છતાં દુઃખ આવવાનું કારણ તેની અવળી ક્રિયા હોય છે તે જાણે કે અજાણ્યે દુઃખ આપનારી ક્રિયાને કરી દે છે: અને તેનું ફળ તેને મળે છે.

આ વ્યવહારમાં સત્કર્મ કરવાં એ સુખી થવાનો માર્ગ છે. મનુષ્યે જન્મ લીધા પછી વિચાર કરવો ઘટે છે કે આ મનુષ્ય જન્મ શા માટે છે. શું ખાવું, પીવું, ધન કમાવું અને સંસારના પદાર્થોમાં રચ્યા પચ્યા રહેવું એ મનુષ્યનું ખરૂં કર્તવ્ય છે ? જન્મ્યા પછી બાળક મટી જ્યારે પુખ્ત ઉમ્મર થાય છે ત્યારે મનુષ્ય ગૃહસ્થાશ્રમનો અંગીકાર કરે છે. નાનપણમાં વિદ્યાભ્યાસ કરે છે. ગૃહસ્થાશ્રમમાં દાખલ થયા પછી તેને ઘણી ઘણી ઇચ્છા થયાં કરે છે. સ્ત્રી મેળવવી પુત્ર થાય, ધન મળે, ઘર થાય વિગેરે અનેક પ્રકારની એક પછી એક ઇચ્છા ગૃહસ્થ મનુષ્યને થયાં જ કરે છે.

મનુષ્ય માત્ર આ ઇચ્છા પૂર્ણ થાય તેને માટે પોતે સઘળી ક્રિયા કરે છે. તે ધારે છે કે આ ઇચ્છેલી વસ્તુ મળવાથી તેને સુખ થશે. હા, તે વસ્તુ મળતાં તેને ક્ષણિક આનંદનો અનુભવ થાય છે, પણ થોડા વખત પછી વળી તેથી સંતોષ ન થતાં બીજી વસ્તુ મેળવવા તે મથે છે, આમ પોતે એક પછી એક અનેક પ્રકારની ઇચ્છાઓને પૂર્ણ કરવા પ્રયત્ન કર્યા કરે છે.

આપણે જોઇએ છીએ કે: મનુષ્યો સંસારમાં ધન કમાવા માટે કેટલાં વલખાં મારે છે ? પોતે આખો દિવસ વેપાર રોજગારમાં મંડ્યો રહે છે. આમ છતાં પણ તેને સંતોષ થતો હોય તેવુ જણાતું નથી. સંતોષ, સુખ અને આનંદ આપનારી વસ્તુ કોઇ જુદી જ છે. તે વસ્તુને પ્રાપ્ત કરવા માટે તે બિલકુલ ઉદ્યોગ કરતો નથી અને બીજે માર્ગે આખો જન્મારો વહ્યો જાય છે.

મનુષ્યોએ નીતિને માર્ગે ગૃહસ્થાશ્રમમાં રહી ધન કમાવું જોઇએ, તે મુકી અનીતિને પંથે વળે છે. ગૃહસ્થાશ્રમમાં મનુષ્યો સુખી થઇ શકે છે, ગૃહસ્થાશ્રમનો પાયો બ્રહ્મચર્યાશ્રમ ઉપર છે. બાળપણમાં બ્રહ્-

ચર્ય પાળી ઉત્તમ વિદ્યા સંપાદન કરી હોય છે તો તે વડે તે ગૃહસ્થાશ્રમ સારી રીતે સાધી શકે છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો છે. તે ગૃહસ્થાશ્રમમાં રહી મનુષ્યે મેળવી લેવા ઘટે છે. તે ચાર પુરુષાર્થમા મૂળ પાયો ધર્મ છે.

ધર્મ માર્ગે ચાલવું. અને ધર્મયુક્ત પ્રયત્ન કરી અર્થ અને કામની સિદ્ધિ મેળવવી. ગૃહસ્થાશ્રમમાં અર્થ એટલે પૈસા વગર ચાલતું નથી. ધન મેળવવુ એ મનુષ્યના કર્ત્તવ્યમાં આવી જાય છે. પણ તે ધર્મ માર્ગે મેળવવુ. અધર્મથી ધન કમાવા પ્રયત્ન કરવો નહિં. સંસારમાં ધર્મ માર્ગે ચાલનાર જ સુખી થાય છે. જે જે મનુષ્યો ધર્મનો ત્યાગ કરે છે તે તે દુઃખી થાય છે. ઈશ્વર તેમનાથી દૂર રહે છે.

ચાર પુરુષાર્થ સિદ્ધ કરવા માટે પ્રથમ ધર્મને સિદ્ધ કરવાની જરૂર છે. મનુષ્યે ધર્મને પ્રથમ સિદ્ધ કરી ધર્મ માર્ગે ચાલી બીજા ત્રણ પુરુષાર્થ સિદ્ધ કરવા ઘટે છે. અધર્મથી અર્થ સિદ્ધ કરવા પ્રયત્ન કરવો એ મનુષ્યને અધોગતિમાં લઈ જનાર છે. અર્થ સિદ્ધ કરવો એટલે ધન મેળવવા પ્રયત્ન કરવો. ગૃહસ્થાશ્રમમા ધનની ડગલે ડગલે જરૂર પડે છે પણ ધન ધર્મ માર્ગે પ્રાપ્ત કરવું. આ પ્રમાણે ધર્મ અને અર્થ પ્રાપ્ત કર્યા પછી કામ નામનો ત્રીજો પુરુષાર્થ સિદ્ધ કરવાનો છે, કામ એટલે સ્ત્રીપુત્રાદિ વૈભવો મેળવવા તે પણ ધર્મ માર્ગે મેળવવા, પરસ્ત્રી પરદ્રવ્ય મેળવવાની ઇચ્છા ન રાખવી કારણ તે મનુષ્યને ભ્રષ્ટ કરનારાં છે, આ ત્રણ પુરુષાર્થ મેળવી મોક્ષ મેળવવા માટે મનુષ્ય યત્ન કરવો.

આ સંસારમાં મોક્ષ મેળવવા માટે મનુષ્યનો જન્મ છે. ધર્મથી

અર્થ અને કામ સિદ્ધ કરવા એ તો ગૃહસ્થાશ્રમ માટે છે. અર્થ અને કામ દેહને સુખ આપનાર છે. ત્યારે મોક્ષ એ દેહથી પર જે આત્મા તેનો સાક્ષાત્કાર કરાવનાર છે મનુષ્યને જ્યારે મોક્ષ મળે છે ત્યારેજ તેને ખરા સુખનો, ખરા આનંદનો અનુભવ થાય છે

મોક્ષ મેળવવા માટે આ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સંન્યસ્ત લેવાની જરૂર નથી. ઉત્તરાવસ્થાએ તિવ્ર વૈરાગ્ય પ્રકટતાં ભલે જેને સંન્યાસ લેવો હોય તે લઇ શકે છે. પણ હાલ જેમ નાની વયમાં ઘણા સાધુઓને રખડતા આપણે જોઇએ છીએ તેમ નાની ઉમ્મરે સાધુ સંન્યાસી થવાની જરૂર નથી. આ સંસારના વિષયો એવા છે કે તેથી કંટાળી નાસી જવા ઇચ્છનારને તે બહુ ફસાવે છે. અને આજકાલ સાધુ સંન્યાસી જે જોવામાં આવે છે તે આવા સંસારથી વિરક્ત થયેલા છતાં પણ સંસારના પદાર્થોમાં ફસેલા જણાય છે.

સાચા સાધુ તો કોઇ વિરલ જ નજરે પડે છે. નહિં તો આજકાલ નજરે પડતા સાધુઓ તો ભ્રષ્ટતતો ભ્રષ્ટ થઇ રહેલા હોય છે. ઘણાને ઘરમાં કલેશ થવાથી, ઘણા સ્ત્રી ન મળવાથી, ઘણા ધન ન મળવાથી અને એવી જ રીતે કેટલાક આ સંસારમાં રહી પોતાની ઇચ્છાને તૃપ્ત કરી શકવાનો કોઇ માર્ગ ન જડવાથી સાધુ થયા હોય છે. તેમણે સંસારનો ત્યાગ કર્યો હોય છે છતાં રાગદ્વેષ કે કામક્રોધાદિ શત્રુઓનો ત્યાગ કર્યો હોતો નથી, તેમને સંસારના વાસનાઓએ દાસ બનાવી દીધેલા હોય છે.

ઘેર ધન, સ્ત્રી, વૈભવ વિગેરે કશું ન મળી શકે એમ જણાયાથી તે તે પદાર્થો મેળવવાની સૂક્ષ્મ વાસનાના પ્રેર્યા તે સાધુ થઇ મઠ વસાવે છે. પુત્રને બદલે ચેલા મૂડે છે, ઘરબારને જમીન સંપાડે છે, ગુપ્તપણે સ્ત્રીઓના સેવાની પણ ઇચ્છા રાખે છે. મનુષ્યોનો ત્યાગ

કરવાને બદલે ગામની વચમાં પડાવ નાંખી રહે છે. તેમને પણ ચેલા, તેના ચેલા, ગુરુ, દાદા, ગુરુ, ગુરુ ભાઇ વિગેરે સંબધીઓ હોય છે. જે પૈસા આપે તે વ્હાલો શિષ્ય, જેના તરફથી કાંઇ આશા ન હોય તેના ઉપર દ્વેષે બળે. જો કોઇ કાંઇ વસ્તુ લઇ લે તો તેના ઉપર ક્રોધ થાય, જો કોઇથી કાંઇ નુકશાન થાય તો ગુસ્સાનો પાર નહિ, બીજાની જમીનો પડાવી લેવાની, ઉત્પન્ન વધારવાની ખટપટો સંસારીઓ કરતાં પણ જબરી, અને આમ છતાં કહેવાય ત્યારે ત્યાગી.

આવા ત્યાગી જનોને મોક્ષ મળતો નથી, સુખનું ભાન થતું નથી પણ તે તો સંસારીઓ કરતાં પણ નીચ ગતિને પ્રાપ્ત કરે છે.

સુખ મેળવવા માટે આવા ત્યાગની જરૂર નથી. ગૃહસ્થાશ્રમમાં રહી જનકવિદેહી. યાજ્ઞવલ્કય વિગેરે પૂર્વે ઘણા વિદેહમુકત થઇ ગયા છે. ત્યાગ સંસારનો કરવાનો હોય છે, એટલે નહિ કે ઘરબાર, સ્ત્રી પુત્રાદિનો. એ તો યોગ્ય વૈરાગ્ય પ્રાપ્ત થાય, ઉત્તરાવસ્થા આવે ત્યારે, અને તે ત્યાગ લીધા પછી પાછા મઠ જમાવવાના ન હોય એ તો કોઇ નદી કિનારે કે તીર્થ સ્થળે ઇષ્ટનું સંધાન કરવા માટે હોય.

મોક્ષ મેળવવા માટે કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ મુખ્ય માર્ગો શાસ્ત્રે પ્રતિપાદન કર્યાં છે. કર્મ માર્ગમાં મનુષ્યે પ્રયત્ન કરવાની અગત્ય રહે છે. નિત્ય નૈમિત્તિક કર્મ કરવાં, યજ્ઞ યાગાદિ સત્કર્મો સેવવાં, સંધ્યાવન્દન કરવાં; યોગક્રિયા સાધવી, એ બધાં કર્મ મોક્ષ ફળને આપનાર છે, બીજો માર્ગ ઉપાસના અર્થાત ભક્તિનો છે. ભક્તિથી ઇશ્વરને પ્રસન્ન કરવા માટે ઇશ્વરપ્રતિ અનન્ય પ્રેમ રાખવો, તેમનાજ ગુણાનુવાદ ગાવા, પ્રભુનુંજ અખંડ ચિંતન કરવું એ ભકિત માર્ગ છે. અને ત્રીજો માર્ગ જ્ઞાનનો છે.

જ્ઞાન માર્ગમાં હું ઇશ્વર છું. 'अहं ब्रह्मास्मि' વિગેરે વેદવાક્યો અનુસાર તત્ત્વ વિચારથી ઇશ્વરસ્વરૂપનું ચિંતન કરી ઈશ્વરાકાર વૃત્તિઓ રાખવી પડેછે. આ માર્ગ સ્હેલો જણાવા છતાં કઠણ છે. આ માર્ગમાં સર્વનો અધિકાર નથી. તે અધિકાર મેળવવા માટે કેટલાંક સાધનો સાધવાં પડે છે, એમ મોઢે બોલીએ કે " હું બ્રહ્મ છું, અમે આત્મબળથી અમુક કરી શકીશું" તેથી કાંઇ વળે તેવું નથી. જે લોકો એમ કહે છે કે: " અમે આત્મબળથી આમ કરીશું, તેમને આત્મબળ મેળવવાના રસ્તાનું જ ભાન હોતું નથી. તેમ મૂળ પાયો ધર્મ તે તો તેમણે પાળ્યો હોતો નથી. ધર્મના એકે એક અંગનો ભંગ કરી આત્મબળ મેળવવા ઇચ્છનાર કાંઇ પણ સિદ્ધ ન કરતાં પોતે ખાડામાં પડે છે અને અન્યને ખાડામાં પાડે છે.

આત્મબળથી સર્વ પ્રાપ્ત થાય છે એ વાત સાચી, પણ જો આત્મબળ મળ્યું હોય છે તો, વાતો કર્યા કરવાથી ને ઢેડનું ખાવાથી આત્મબળ મળે નહિ. આ માર્ગે અધિકાર વગરના માણસો વળે છે ત્યારે તે ભ્રષ્ટ થાય છે. જીવ અને શિવ એ બે જુદા નથી પણ એક છે. અજ્ઞાનથી શિવ એ જીવરૂપે જણાય છે. આ શરીર જડ અને નાશવંત છે. શરીરથી આત્મા જુદો છે. અને એ આત્મા એ જ મનુષ્યનું વાસ્તવ સ્વરૂપ છે. એ આત્મા સત ચિત્ અને આનંદરૂપ છે, તે હું છુ એવી ભાવના કરવી; એવું ચિંતન કરવું. આ શરીરને હું માનવાનો ઘણા કાળનો અભ્યાસ હોવાથી, હું અમુક છું એવું ભાન થાય છે એ ખોટું છે, પણ હું જ આત્મા છું, હુંજ ઇશ્વર છું, હુંજ બ્રહ્મ છું એવું ચિંતન કરવું એ આ આત્મજ્ઞાનનો ત્રીજો માર્ગ છે.

વગર અધિકારે આ માર્ગે વળનાર ભ્રષ્ટ થાય છે. બ્રહ્મવિદ્યા ગોપ્ય છે, અને તેથી જ તેનો અધિકારી વગરના આગળ ઉપદેશ

ન કરવો એવુ શાસ્ત્રનું વિધાન છે. આથી વેદ જાણવાનો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈસ્ય સિવાય બીજાને અધિકાર નથી એવુ શાસ્ત્રમાં લખલુ છે તેને હાલના ધર્મ ભ્રષ્ટ થયેલા કેટલાક માણસો બ્રાહ્મણોએ એવુ નકામું લખી માર્યું છે અને બીજાને હલકા ગણવામા દુષ્ટતા વાપરી છે એમ કહે છે.

જેમ તલવાર મનુષ્યનું રક્ષણ કરી શકે છે તેમ ભક્ષણ પણ કરી શકે છે તલવાર ઝાલવાનો અધિકાર માટી ઉમ્મરનાને જ છે. બાળકે ને જો તે ઉત્તમમાં ઉત્તમ તલવાર આપવામાં આવે તો તેથી તેને લાભ થતો નથી પણ નુકશાનજ થાય છે; તેમ બ્રહ્મવિદ્યા પણ અધિકાર વગરના આગળ ગુપ્ત રાખવાનુ શાસ્ત્રે વિધાન કરેલું છે.

એથી શું અનર્થ થવા પામે છે તે નીચેના દૃષ્ટાંતથી સમજાશે.

એક ગુરૂ પોતાના શિષ્યોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપતા હતા સર્વને કહેતા કેઃ તમે બ્રહ્મરૂપ છે, આત્મા નિરંજન નિરાકાર છે પાપપુણ્ય આત્માને નથી, કર્ત્તા ભોક્તા આત્મા નથી એ સર્વ શરીરનાં કર્મો છે. શરીરથી આત્મા ભિન્ન છે એ આત્મા એ તમારૂં વાસ્તવ સ્વરુપ છે. તમે આત્મચિંતન કરો, તે આત્માને તમારા પોતામાં શોધવા યત્ન કરો.

શિષ્યોએ આ કથા સાંભળી દરેકે પોતે આત્મા છીએ એમ માનવા માંડ્યું હવે આ વિદ્યા માટે જે સાધના સાધવા જોઇએ તે સાધ્યા વિના અમે તો બ્રહ્મ છીએ એમ માનવા લાગ્યા તેમાં કેટલાક ભક્તો પણ આ વાર્તા જાણી ઘેર જઇ અમે આત્મા છીએ એમ આની વ્યવહારમાં ગમે તેમ વર્તવા લાગ્યા.

એક શિષ્ય પોતાને ઘેર ગયો ને માનવા લાગ્યો કે હું તો બ્રહ્મ છું શ્રુતિ કહે છે કે तत्त्वमसि, તે તું છે, હાથ બાહર હુંજ

આત્મા છું. આ શરીર એ તો જડ છે. આત્માને કાંઇ શરીરનાં કરેલાં કર્મો ભોગવવાનાં નથી. પાપપુણ્ય કશું આત્માને લાગતું વળગતું નથી. સંસારમાં પડી તેણે દ્રવ્ય કમાવા માટે પ્રયત્ન કરવા માંડ્યા; તેમાં પોતે આત્મા છે અને બીજા પણ આત્મા છે. એટલે સર્વ એક ગણાય બીજાનું ધન તે પોતાનું જ ધન છે એમ માની છળ પ્રપંચ કરતાં અટકાયો નહિ, અન્યનું દ્રવ્ય ચોરીથી પણ લેતા ચુકતો નહિ.

સત્સંગનું માહાત્મ્ય તેને આ સમજાયું, તે તો કહેતો કે, પાપ પુણ્ય આપણને નથી, ઢેડ ભંગી ચમાર બ્રાહ્મણ સર્વ આત્મા છે, ઢેડ ભંગીને અડવાથી કે તેમનુ ખાવાથી દોષ નથી, એમ માની તેણે ઢેડ-વાડામાં ઘર ગાળ્યું ઢેડ ભંગીની સોબત થવાથી તેમના નીચા ગુણ તેનામાં આવ્યા, તેમનું ખાવા પણ તે ચુકતો નહિ કે કોઇની વસ્તુ લેવી તેનો મને મન સહજ, કોઇની પાસે કાંઇ ઉછીનું લે તે પણ તેને પાછું ન આપે, કારણ કે તે અને પોતે તો એક આત્મા જ છીએ, પછી પાછુ આપવાની શી વાત ?

તેણે ઇન્દ્રિયોનો જય કર્યો નહોતો ઇન્દ્રિયોનો જય કર્યો વિના આત્માનું જ્ઞાન થતું નથી. એમ માની બેસવું કે હું આત્મા છું એ થી કાંઇ આત્મજ્ઞાન થઇ શકતું નથી. પુસ્તકો વાંચી આત્મા થઇ બેસનારા આત્મબળથી અમે આમ કરીશુ, એમ કહેનારાથી આત્મા થઇ શકતું તેનો બિચારા ધર્મભ્રષ્ટ થાય છે.

આ શિષ્ય પણ અત્યાચારી થઇ ગયો, ગમે તેનું ખાવું પીવું તેમાં તેને દોષ ન જણાવ્યો. કહ્યું છે કે: જેવું અન્ન તેવા ઓડકાર અને જેવી સોબત તેવી અસર. આ બાપનામાં પણ ધીમે ધીમે ઢેડ ભંગીના ગુણ આવવા લાગ્યા પાપ કર્મ કરતાં તે બીતો નહિં પરસ્ત્રી જોઇ તેને મોહ થયો, દુરાચાર સેવવામાં આત્માને બાધ નથી

એમ માનતો તેમજ તેના ઉપદેશથી કેટલીક પતિનો ત્યાગ કરી વંઠી ગયેલી સ્ત્રીઓ પણ તેની સાથે દુરચારમાં જોડાવા તૈયાર થઇ. આમ વગર સાધન સાધ્યે ઇંદ્રિયોનો જય કર્યા વગર આત્મા થઇ બેસનારે ન કરવાનાં કામ કરવા માંડયાં તેની નાતે તેને ન્યાત બહાર મુકયો એટલે નાતને વગોવવા લાગ્યો. તેને ઢેડની સ્ત્રીને પરણવાનો વિચાર થયો, પણ ઢેડની ન્યાત વાળા કાંઇ તેને સ્ત્રી આપે? એટલે બિચારો કુંવારો તો રહ્યો પણ અધર્મ માર્ગે વ્હેવા લાગ્યો અને અંતે પૈસાની બહુ તાણ પડતાં ચોરી કરતાં શીખ્યો, અને ચોરીના કૃત્ય માટે જેલમાં ગયો.

વગર સમજે, સાધન સાધ્યા વગર, ચિત્તની શુદ્ધિ થયા વગર આત્મા થઇ બેસનારની આવી વલે થઇ જાય છે. તે ભ્રષ્ટ થાય છે અને બીજાને ભ્રષ્ટ કરે છે માટે આ ત્રીજો માર્ગ પહેલા બે માર્ગો સાધ્યા પછી લધાય છે.

દરેક માર્ગના પ્રકાર હોય છે, કર્મ માર્ગમાં વર્ણાશ્રમધર્મનો ત્યાગ કરવાને કહ્યું નથી સત્સંગ, સદાચાર, નીતિ, શુદ્ધિ વિગેરે પાળવાનું છે, દાન, દયા, તપ વિગેરે ગુણો ધારણ કરવાના છે. યોગ માર્ગમાં—યમ, નિયમ, આસન, પ્રાણાયામ પ્રત્યાહાર,, ધારણા, ધ્યાન અને સમાધી એ આઠ અંગ પ્રથમ સિદ્ધ કરવાનાં છે. એ અંગો સિદ્ધ કર્યા વગર યોગ સાધનાર રોગનો ભોગ થઇ પડે છે. તેમાં યમમાં સત્ય, અહિંસા, અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ અંગો સિદ્ધ થવાં જોઇએ.તે પછી નિયમ અને તે પછી બીજાં અંગો, સિદ્ધ કરવાનાં હોય છે.

તેમજ રીતે ઉપાસનામાં પણ શ્રવણ, કીર્તન,સ્મરણ, પાદસેવન અર્ચન, વંદન, દાસત્વ, સખ્યત્વ, આત્મનિવેદન એ નવ પ્રકારની

ભક્તિ છે. આ, ભક્તિમાર્ગ સ્હેલો છે. ઇશ્વરના નામનું શ્રવણ કરવું, ભજન ગાવાં, તેમના ગુણનું ચિન્તન કરવું, તેમને સ્નાનાદિ કરી વંદન કરવું, તેમના દાસ થઇ રહેવું, આ સિદ્ધ થયા પછી તેમના સખાતુલ્ય થવું અને પછી તેમય થઇ જવું એ ભક્તિના પ્રકાર છે.

કર્મ અને ભક્તિથી ચિત્તની શુદ્ધિ થાય છે. ચિત્તની શુદ્ધિ થયા પછી જ આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે.

એ જ પ્રકારે આત્મજ્ઞાનમાં પણ વિવેક વિરાગ, ષટ્સંપત્તિ (શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન અને મુમુક્ષુતા એ સાધનો સિદ્ધ કર્યા પછી આત્મજ્ઞાન શ્રવણ કરવાનો અધિકાર આવે છે, તે શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવાથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. પ્રથમ નિત્યાનિત્ય વિવેક સિદ્ધ થયા પછી અનિત્ય એવા જગત ઉપર વિરાગ ઉત્પન્ન થાય છે. તે પછી ષટ્ સંપત્તિ પ્રાપ્ત થાય છે, તે પછી મોક્ષની ઇચ્છા પ્રકટ થાય છે તે મુમુક્ષુતા ગણાય છે,

એ સંબંધમાં વિસ્તારથી ઇશ્વરેચ્છા તો હવે પછી પ્રતિપાદન થશે. એમ વાતો કર્યા કરવાથી કાંઇ આત્મજ્ઞાન પ્રાપ્ત ન થાય જેને શાસ્ત્ર ઉપર શ્રદ્ધા નથી, શાસ્ત્રો બધાં ખોટાં જણાય છે! શાસ્ત્રો માં લખેલી વાત જુઠી છે એમ મનાય છે. પોતે માને એ જ ધર્મ એમ માની બેસે છે તે આત્મજ્ઞાન કેવી રીતે મેળવી શકે?

આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાં માટે તો સત્શાસ્ત્રોના સિદ્ધાંતોનું સદ્ગુરૂ પાસે શ્રવણ મનન કરવું ઘટે છે, સદ્ગુરૂ ઉપર શ્રદ્ધા રાખવી જોઇએ. નિશાળની સામાન્ય વિદ્યા પણ ગુરૂ વગર શીખી શકાતી નથી તો પછી આત્મજ્ઞાન જેવી વિદ્યા સદ્ગુરૂને પ્રાપ્ત કર્યા વગર માત્ર પાનાં પુસ્તકો વાંચ્યાથી શી રીતે સિદ્ધ થઇ શકે? અને આત્મવિદ્યા

વગર સુખ કે આનંદ શી રીતે મળી શકે ? અત્યારે ધર્મભ્રષ્ટ થવાનો જ ઉદ્દેશ જણાય છે. ધર્મ તો મનુષ્યને પાપમાંથી ઉગારનાર છે. પુણ્યને રસ્તે સ્થાપનાર છે; અને ઉત્તમ પ્રકારે ગૃહસ્થાશ્રમને સિદ્ધ કરાવી, આત્મજ્ઞાન સુધીની પ્રાપ્તિ કરાવનાર છે. મનુષ્યને ઉચી સ્થિતિમાં લાવનાર મુળ પાયો ધર્મ છે, એ ધર્મને પાયા-માંથી ઉખેડી નાંખવાનો પ્રયત્ન થાય છે. લોકોને ધર્મનો ત્યાગ કરી સ્વચ્છંદાચરણી બનાવવા યત્ન થાય છે અને પછી સુખની આશા રખાય છે તે શી રીતે બને ? સુખ તો ક્યારે મળે કે જ્યારે ધર્મને ધારણ કરે સત્સંગ સેવે, સદાચરણો આચરે શુભ વિચારનું સેવન કરે, ઇંદ્રિયોને વશ કરી આત્મજ્ઞાન પ્રાપ્ત કરે, આત્મજ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે જ આત્મબળ પ્રકટે અને ત્યારેજ સર્વોત્તમ સુખ અને આનં-દમાં મનુષ્યો અધિકારી બને, તમારે જો સુખ મેળવવું હોય તો ધર્મ-નિષ્ટ બનજો, અને ધર્મ માર્ગે જ તમારો વ્યવહાર સાધતાં આત્મ-જ્ઞાની થવા યત્ન આદરજો.



---

પેજથી પા. લલ્લુભાઇ ગોપાળ લખે છે: આપની હીસ્ટી-રીયાની દવાથી ઘણો આરામ છે. ધુણવાનું મટયું છે. માટે તે દવા ફરીથી વી. પી. કરી મોકલશો.

અંકલેશ્વરથી રતનજી કલ્યાણજી લખે છે: આપની દવા હીસ્ટીરીઅની મંગાવી વાપરી તેનાથી તાત્કાલિક ફાયદો થયો છે. અમે પ્રભુપાસે પ્રાર્થના કરીએ છીએ કે એથીવિશેષ યશ આપને મળો.

# પ્રકરણ ૧૩ મું

## સાચા સુખના સરળ માર્ગો

મનુષ્ય માત્રને, અરે પ્રાણિ માત્રને સુખ તો ગમે છે. સર્વ કોઇ સુખને મેળવવા જ પ્રયત્ન કર્યા કરે છે. ધન મળવાથી સુખ મળશે એમ માની લોકો ધંધો રોજગાર કરે છે, છતાં લાખો રૂપિયા મળવા છતાં ઘણાનાં જીવન તપાસશું તો તેમના હૃદયમાં દુઃખની હોળી સળગતી જણાશે. અને જેના પાસે એક દમડી પણ નથી, અથવા તો ગુજરાન ચલાવી શકે તેટલું દ્રવ્ય મેળવી શકતા હોય તેવા મનુષ્યો લક્ષાધિપતિ કરતાં વધુ સુખી જણાય છે, સાચું સુખ બહારની વસ્તુઓથી નથી મળતું એનો ઘણાને ખ્યાલ જ નથી.

દરેક મનુષ્યે પોતાનું જીવન તપાસી જોવું ભલે લાખો રૂપિયા બેંકમાં જમા હોય, લાખો રૂપિયાની મિલકત હોય, સારી સત્તા મળી હોય તે સર્વેએ તેમજ માત્ર ગુજરાન જેટલું કમાનાર બન્નેએ પોતાનું જીવન તપાસવું પોતે સુખી છે કે દુઃખી, અંતઃકરણમાં ઊંડા ઊતરી પાકી પંચના કરતાં થોડીવાર જવા દ્યો, મિથ્યા ગર્વ થોડીવાર છોડી દ્યો, જુવો કે તમારૂં જીવનનાવ અત્યારે કેવી સ્થિતિમાં ઝોલા ખાય છે? તે ખરાબે ચઢયું છે કે સીધું ચાલે છે? આવી

રીતે તપાસ કરશો તો તમને સમજા તમારૂં જીવન કેવી સ્થિતિમાં છે. છે. તમારૂં અંતઃકરણ હંમેશાં શાંત સ્થિત્તિનો અનુભવ કરી શકે છે? તમને ચિંતા સતાવતી તો નથી ? સ્હેજ સ્હેજ બાબતમાં તમે ચીડાઇ જાઓ છો? તમારૂં ધારેલું કાર્ય સિદ્ધ ન થતાં ઉદ્વેગ થાય છે? તમારા કહ્યા પ્રમાણે કે તમારી ધારણા પ્રમાણે કોઇ ન વર્તે તો તેનાથી તમને ક્રોધ થાય છે? બીજા મનુષ્યો કરતાં દ્રવ્ય કે સત્તા તમારી પાસે વધુ હોય તો તેનો ગર્વ થાય છે? દીવસના ૨૪ કલાક તમે આનંદમાં રહી શકો છો? જો રહી ન શકતા હો તો કયા કારણથી તમારો આનંદ નષ્ટ થાય છે? તમારૂં ગૃહજીવન તમને સુખનું ભાન કરાવે છે? આવા આવા પ્રશ્નો તપાસી જુઓ અને તેથી તમને સમજાશે કે તમારૂં જીવન કેવા પ્રકારનુ છે.

મનુષ્ય જ્યાં સુધી બહારના પદાર્થોમાં સુખ માને છે, ત્યાં સુધી સુખનો અનુભવ કરી શકતો નથી, દરેક મનુષ્યે પોતે પોતાનું જીવન કેવી રીતે ગાળવું તે નક્કી કરી તે માર્ગે ચાલવું. આ સંસારમાં હંમેશાં ટકી રહેનાર વસ્તુ કઇ છે? અને નાશવંત વસ્તુ કઇ છે? તેનો વિચાર કરવો, આપણે હંમેશ ટકી રહેનાર વસ્તુને જ્યાં સુધી શોધી શકતા નથી ત્યાં સુધી જ દુઃખ છે. જે વસ્તુ નાશવંત છે, ઘડી પછી જેનો નાશ થવાનો છે તેવી વસ્તુમાં જ્યાં સુધી મોહ છે ત્યાં સુધી દુઃખનો અનુભવ થાય છે, પ્રાપ્ત વસ્તુનો નીતિથી ઉપભોગ કરી સુખ માનવું, પણ તે પ્રાપ્ત વસ્તુ નાશવંત હોય તો તે જતાં દુઃખ શા માટે માનવું? મનુષ્યો જો દુઃખી થતા હોય તો આવાં કારણોથી જ.

આપણે કોઇના ઘરમાં રહીએ, અને જ્યા સુધી રહીએ ત્યાં સુધી સુખ ભોગવીએ, પણ ઘર ધણી ખાલી કરાવે તો તે ઘર છોડી બીજે ઘેર જવામાં શું દુઃખ? કોઇની વસ્તુ વાપરવા લઇએ, પછી તે પાછી

લઇ જાય તો પછી શું દુઃખ ? તેવીજ રીતે સંસારમાં પણ આપણને પ્રાપ્ત પદાર્થની માલીકી ઇશ્વરની છે; ઇશ્વરની ઇચ્છાનુસાર આપણને પદાર્થ પ્રાપ્ત થાય તો તેનું સુખ ભોગવવું. પણ તે પદાર્થ જતો રહે, તેનો નાશ થાય, એટલે ઇશ્વર તેને લઇ લે તો દુખ શા માટે ધરવું ? બહારના પદાર્થો બધા નાશવંત છે, તે કદી સુખ ઉપજાવે છે તો કદી દુઃખના કારણરૂપ થાય છે, મનુષ્યો તેમાં રચી પચી રહેવાથીજ દુઃખી થાય છે.

સાચું સુખ અંતરની શાંત સ્થિતિમાં છે, અંતઃકરણની દશા જ્યાં સુધી પલટાતી નથી ત્યાં સુધી દુઃખ છે; હૃદયના વિકારોનો ત્યાગ કરી જીવન કેવી રીતે ગાળવુ તે નકકી કરી રાખવું; વેદ કહે છે, સત, ચિત્ત, આનંદ ત્રણ ગુણો ઈશ્વરના છે, એ ત્રણ ગુણને ધારણ કરો. શ્રી શંકરાચાર્યે જગતને અહંબ્રહ્મ સ્મિનો ઉપદેશ આપ્યો, ભાગવતે ઇશ્વરની ભકિત કરવાનો ઉપદેશ આપ્યો? યોગમાં યમ, નિયમનું પાલન કરવાનું વ્રત લેવાનું જણાવ્યું. બુધ્ધે આઠ આજ્ઞાઓ કહાડી તેમાં અહિંસાનું પાલન કરવું પ્રાણિમાત્ર ઉપર દયા રાખવી એવા સિદ્ધાંતો પાળવાનું જણાવ્યું. ઇસુખ્રિસ્તે પ્રાણિમાત્ર પ્રતિ પ્રેમ રાખવો, અહિંસાનું પાલન કરવું દયા રાખવી એ જણાવ્યું, એમ સર્વ ધર્મોમાં જીવન કેવી રીતે વિતાડવાથી સત્ય સુખનો અનુભવ થાય તેવી આજ્ઞાઓ કરેલી છે. આ પ્રમાણે મનુષ્યે પોતપોતાના ધર્મની આજ્ઞાઓ પાળી જીવન સત્ય અને નીતિથી ગાળવાથી અંતઃકરણની દશા પલટાતાં સુખનો અનુભવ થવાનો.

આવા સુખના માર્ગે પ્રયાણ કરવામાં મનોવૃત્તિઓ ઉપર અંકુશ રાખી તેને બીજે રસ્તે જતી પાછી વાળવી. પ્રાણીમાત્રમા પોતાનોજ આત્મા નિવસી રહ્યો છે, એ વેદ વાકયને પાળનાર સદા સર્વ પ્રતિ

પ્રેમ, દયા અને સહાનુભુતિ દર્શાવે છે. જીવન્મુક્ત પુરૂષનાં લક્ષણ તો 'આત્મવત સર્વ ભૂતેષુ' સ્વભાવસિદ્ધ થયેલું હોય છે, તેમને જ ઇશ્વરનો સાક્ષાત્કાર થઇ શકે છે. જે મનુષ્યો જ્ઞાની છે, પવિત્ર છે અંતઃકરણની પવિત્રતા, હૃદયની નિર્મળતાને સાચવી શકનારા છે તે સદા સુખી જીવન ગાળી શકે છે.

મનુષ્યોને નીચે પાડનાર, દુઃખમાં લઇ જનાર, મિથ્યાભિમાન, પૈસાનો અને સત્તાનો ગર્વ, અન્ય મનુષ્યોને હલકા માનવા એ બધા અવગુણો છે. આવા મનુષ્યો વ્યહારિક સંપત્તિથી મૂઢ બની જાય છે. દરેક ધર્મમાં નીતિથી જીવન ગાળવાનું, સત્યનું પાલન કરવાનું સદાચારનું પાલન કરવાનું, પ્રાણીમાત્રપ્રતિ પ્રેમ રાખવાનું. સર્વનું ભલું કરવાનું, ઉચ્ચ વ્યવહારમાં મશગુલ બની આત્માને ભૂલી જઇ મિથ્યાભિમાનને વશ થઇ દુઃખી થાય છે, જેમ ચુલા ઉપર એક કઢાઇમાં તેલ ઉકાળવા મૂકયું હોય અને ખળખળ ઉકળે તેમ મૂર્ખ મનુષ્યનું અંતઃકરણ હમેશાં ઉકળ્યા કરે છે હું મોટો મારા હુકમ પ્રમાણે સર્વ કરે, એવું ઇચ્છે છે પણ જેમ ખળભળતા તેલમાં એક બે ટીપાં પાણીનાં પડતાં લાગલો જ ભડકો થય છે તેમ આવાં મનુષ્યની મરજી વિરૂદ્ધ કાંઇક કામ થતાં તે તરત ઉકળી જાય છે. ક્રોધ ભભૂકી ઉઠે છે, અન્તઃકરણની શાંતિ ગુમાવી દુઃખમાં કુદકો મારે છે, અને જેમ તેલ ચણચણ થયાં કરે તેમ તેનું અતઃકરણ ઘણો વખત ચણચણ્યાં કરી બળ્યા કરે છે. આવા મનુષ્યો પાસે લાખો રૂપિયા છતાં સદા દુઃખી છે.

મારૂં સાચું, બીજાનું જૂઠું માનનારા પણ આવા સ્વભાવવાળા હોય છે આવા મનુષ્યો ભલેને વિદ્વાન હોય છતાં તે પોતાના મનનું સમર્થન કરવા અન્યની સાથે વાદમાં ઉતરી

પોતાનું કહ્યું સિધ્ધ ન થતાં દુઃખી થાય છે. જેઓનું જીવન સરલ હોય છે, પોતાના સત્ય સિધ્ધાંતોનું પોતે પાલન કરનારા હોય છે, આત્માનું સદા ચિન્તન કરનારા હોય છે, તે સુખી છે. બહારના પદાર્થો જાય કે આવે તેથી તેમના મન ઉપર કાંઇ પણ અસર થતી નથી. આવા મનુષ્યો સુખી હોય છે.

તમે અત્યારે જે સ્થિતિમાં હો, તેથી ઉંચી સ્થિતિમાં જવાને તમને અધિકાર છે. પ્રયત્ન કર્યા કરો, ફળ આપનાર ઇશ્વર હજાર હાથ વાળો છે એવી શ્રદ્ધા રાખો. મળેલું જાય તો ઇશ્વરેચ્છા માની દુઃખી ન થાઓ અંતઃકરણની શાંતિ જળવાય, આનંદ હમેશાં રહે તે જ્ઞાની મનુષ્યોને જોવાનું હોય છે તેમણે સુખ બહારના પદાર્થોમાં માન્યું નથી પણ અંતરની અંદરની રહેલી "વીશક્તિમાં માનેલું છે. જેમ પાણીયારી માથે પાણીનું બેડુ લઇ જતી હોય ગમે તેમ હાલે ચાલે ભલે દોડે છતાં પાણીનું બેડુ માથા ઉપરથી ન પડે તેની કાળજી રાખે છે, માથુ સ્થિર રાખે છે, તેમ વ્યવહારમાં રહેતા મહા પુરૂષો બહારના પદાર્થોમાં મોહ પામતા નથી, પ્રાપ્ત પદાર્થોનો ઉપયોગ કરે છે, સદા પ્રયત્નશીલ રહે છે, છતાં કોઇ પદાર્થ જવાથી કે આવવાથી શોક કે હર્ષ માની લેતા નથી, તેમનું લક્ષ તો અંતઃકરણની શાંતિ અને પ્રયત્નશીલતા ટકાવી રાખવાનું છે.

આપણા શાસ્ત્રોએ તો યોગ, ભક્તિ, અને જ્ઞાન એ ત્રણ માર્ગો અંતઃકરણની શાંતિ અને પ્રસન્નતાની પ્રાપ્તિ થાય તે માટે યોજેલા છે, જો કોઇ પણ ઉપાયે તમે તમારા અન્તકરણની શાન્તિ મેળવી શકો, હંમેશાં પ્રસન્નતા જાળવી શકો એવું સામર્થ્ય મેળવી શકો. તો પછી તમે સદા સુખી જ છો દુઃખ તમારાથી દુર જ ભાગ્યા કરવાનું ભલેને તમારી પાસે દમડી ન હોય ભલેને તમારી પાસે મ્હેલો, બાગ,

બગીચા કે ગાડી ઘોડા ન હોય પણ માત્ર એક અન્તઃકરણની શાંત એ એકજ વસ્તુ હશે તો તમે સદા યોગી છો, ઇશ્વરનાં દ્વાર તમારે સદા ઉઘાડાં છે.

ધન મેળવ્યા છતાં પણ જો અંતઃકરણની શાંતિ ન મેળવેલાના મેળવેલ ધન વ્યર્થ છે. કારણ સાચું સુખ તો ઉચ્ચજીવન ગાળવું, સદા સત્યનું પાલન કરવું, પ્રાણી માત્રમાં આત્મા વિલસી રહ્યો છે. આટે સર્વ પ્રતિ સદા પ્રેમ રાખ્યા કરવો, સ્વાર્થ સાધવા કરતાં પરમાર્થ સાધવા સદા પ્રેરાવું, કોઇનું પણ ભલું કરવાની વૃત્તિ રાખવી, ચિત્તમાં પ્રસન્નતા રાખવી, નીતિ અને ન્યાયથી ચાલવું. હૃદય પવિત્ર રાખવું નિઃસ્વાર્થ સેવા કરવી, પ્રયત્ન કર્યા કરવો, ભવિષ્યમાં ભયના આશંકા ન રાખવી. જીવવું તે ખાવા માટે નહિ. ભોગ ભોગવવા માટે નહિ, પણ સત્ય સુખ મેળવવા માટે છે, આત્માનો સાક્ષાત્કાર કરવા માટે છે, એમ માની સદા પ્રસન્નતા જળવાય તેવી રીતે રહેવું. આવા મનુષ્યો જ સદા પવિત્ર રહી શાંત અને આનંદી જીવન ગાળી શકે છે. તેનામાં દૈવીશકિતઓનું બળ પ્રાપ્ત થાય છે.

તમે હર્ષમાં અને દુઃખમાં બન્નેમાં રહો. જો તમારે કાદવમાંથી પગ કાઢવો હોય તો પવિત્ર જળથી પગ સ્વચ્છ કરવા જોઇએ. ઘડીમાં કાચા કાદવમાં બોળશો તો તમારા પગ મેલાજ રહેવાના, સ્વચ્છતાની ઇચ્છા હોય તો મેલનો નાશ કરવો જ જોઇએ, સાચું સુખ આત્માના આનંદનો અનુભવ કરવો તેમાં છે, તમારી પાસે ગમે તેટલી સંપત્તિનો અન્યના ભલા માટે સદુપયોગ કરો, સાચું સુખ એવી બહારની સંપત્તિમાં નથી પણ અન્તરની શાંતિમાં છે. એમ માનો. તમારા અન્તરની શાંતિમાં વિક્ષેપ કરે તેવું કાર્ય ન

કરો. સુખ માટે સદા આત્મચિન્તન કરવાની આવશ્યકતા છે. તમે આ સંસારમાં જન્મતાં અનેક મનુષ્યો જોયાં છે. તેમનાં જીવન પણ જોયાં છે, તેમણે ગમે તેટલું દ્રવ્ય મેળવ્યું હોય, તે અહીંજ મુકી તે ચાલ્યા ગયા છે. તેમણે જો સાચી શાંતિ ન મેળવી હોય, અંતકરણની પ્રસન્નતા ન મેળવી હોય તો તેમનાં જીવન વ્યર્થ ગયાં માનજો, મરતી ઘડી સુધી સટ્ટા કરનારા મરવાના આગલા દિવસે પણ જો અસત્યથી નાણાં મળતાં હોય તો અસત્ય બોલી નાણાં મેળવનારા ઘણાય જોયા હશે. મરવાને ચોકે સુતાં સુતાં પણ બાળકો ની કાળજી રાખવામાં જીવને પરોવી રાખનારા છોકરા માટે ઘર બનાવી આપવાનુ રહી ગયું એવું માનનારા ઘણાય જોયા હશે. આવાં મનુષ્યોએ સંસારમાં રહી શું મેળવ્યું ? કાંઇજ નહિ. મરતી વખતે પણ સાચી શાંતિનો અનુભવ ન થયો તો જીવ્યું વ્યર્થ ગયું.

તમે દ્રવ્ય મેળવો પણ જો તેનો પરોપકારમાં દાન આપવામાં ઉપયોગ કરશો તો તેટલું તમે કમાયા, તમે બીજાનું ભલું કરવામાં શરીરનો, મનનો અને ધનનો જો કાંઇ પણ ઉપયોગ કર્યો હોય તો તો તેટલું કમાયા, સ્વાર્થી ઇચ્છા છોડી દઇ પારકાનું ભલું કરવાની અન્યની સેવા કરવાની વૃત્તિ રાખી તો તેટલું કમાયા, અનીતિથી ધન મેળવ્યું હોય અને તે પાછું પરોપકારમાં ખર્ચવા તૈયાર થયા હો તો તે નકામું સમજજો. ધનથી લોભાઇ ન જશો પ્રયત્ન કરો, સાચો પ્રયત્ન કરો, નીતિ અને ન્યાયથી દ્રવ્ય મેળવો તો જરૂર તે દ્રવ્ય તમને સુખ આપનારૂં ગણાય. સત્ય બોલો, સત્યથી ચાલો, લાખો રૂપીયા મળે પણ સત્ય ન ચુકો. તમારૂં જીવન તપાસો, તમે સત્યનું પાલન કરી શકયા છો? સુખને મેળવવા, આત્મ સુખનો લાભ લેવા સદા સત્યનું પાલન કરો, ઇશ્વરી જ્ઞાન મેળવવા તમારૂં હૃદય પવિત્ર રા-

ઓ, વ્યવહારમાં પણ સત્ય, નીતિ અને ન્યાયને જાળવી કામ કરો, તેમાંથી ભ્રષ્ટ થતાં સુખથી ભ્રષ્ટ થવાય છે. આત્માથી દૂર અને દૂર ભગાય છે, આવા પવિત્ર જીવન મહાપુરૂષોનાં હોય છે.

સંસારના ભોગ વિલાસો ક્ષણિક આનંદ આપનારા છે, ઇન્દ્રિય-જન્મ સુખો, અને ભોગ વિલાસ મેળવવા મનુસ્યો રાત દિવસ મરી મથે છે; આવા મનુસ્યો સત્યને પાળી શકતાં નથી. ક્ષણિક સુખના લોભમાં, ક્ષણિક આનંદના લોભમાં સત્યને તિલાંજલી આપી દેતાં અચકાતા નથી. આવા મનુસ્યો સદા સુખથી સત્ય આનંદથી દૂર રહે છે. જે વ્યવહારમાં રહેવા છતાં, પણ નીતિના માર્ગે ધંધો રોજગાર ચલાવે છે; સત્યનો ત્યાગ કરવાનો પ્રસંગ આવે તો ક્ષણિક ભોગોને અને વૈભવોને જતા કરે છે, પણ સત્યને છોડતા નથી. ઇન્દ્રિયોનું દમન કરે છે, મનથી પણ સત્યના ભોગે ક્ષણિક સુખ આપનાર બાહ્ય વસ્તુઓને મેળવવા ઇચ્છતા નથી. તેવા મનુષ્યો સુખ, બળ, આનંદ, અને શાંતિને મેળવી શકે છે.

તમારા હૃદયમાંજ સાચી શાંતિ, સત્ય સુખ ને આનંદનો મહોદધિ છે, તે મેળવવા બહાર ફ્ાંફાં ન મારો; તમારા અંતરમાંજ વળો; તમે જો અંતરને પવિત્ર રાખશો; તેને અનીતિના, રાગદ્વેષના. ક્રોધના, ભયના વિચારો અને વર્તનથી કલુષિત નહિ બનાવી દો તો ત્યાં તમને સાચી શાંતિનો અનુભવ થશે. સ્થિર જળમાં જેમ મુખનું પ્રતિબિમ્બ જોઇ શકાય છે તેમ નિર્મળ હૃદયમાં સત, ચિત અને આનંદ સ્વરૂપ સચ્ચિદાનંદ પ્રભુનાં દર્શન થઇ શકે છે પણ તમે જો અનીતિ, અન્યાય; લોભ, ગર્વ અને કામક્રોધાદિમાં તમારા અંતઃકરણને અપવિત્ર કરી મુકયું હશે તો પછી સત્ય સુખ મેળવવું મુશ્કેલ પડશે; અને તમને આત્માનાં દર્શન નહિ થાય.

જીવન મરવા માટે નથી, જીવન સુખ મેળવવા માટે, આનંદનો અનુભવ કરવા માટે છે. તમે તમારૂ જીવન તપાસો. તમારામાં સાચી શાંતિ છે? ગમે તેટલા વિપત્તિના પ્રસગમાં પણ ધૈર્ય રાખી શાંતિને જાળવી રાખવાની કળા તમારામાં સિદ્ધ થયેલી છે? તમારો આનંદ ક્ષણે ક્ષણે રહેજ રહેજ બાબતોમાં હણાઇ જાય છે? તમને તમારા ધાર્યા પ્રમાણે કામ સિદ્ધ ન થતાં ઉકળાટ થઇ આવે છે? જો આવું કાંઇ બનતું હોય તો આટલેથી ચેતી જાઓ અને સત્ય સુખને મેળવવા, સાચા આનંદનો અનુભવ કરવા થોડો ઘણો પણ પ્રયત્ન કરો. વ્યવહારના પદાર્થો નાશવંત છે એમ શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે. હિંદુસ્તાનમાંથી ક્ષત્રિય રાજ્ય ગયું, મુસલમાની રાજ્ય સ્થપાયું; વળી મુસલમાની રાજ્ય ગયું, પેશ્વાઇ સ્થપાઇ. વળી તે ગયું અને અંગ્રેજી રાજ્ય થયું, રાજ્ય તો ગયાં, રાજ્ય કરનારા ગયા, પણ તેમણે કરેલાં સારાં કે ખોટાં કામો રહી ગયાં, અમદાવાદમાં જુઓ, મોટી મોટી મસીદો અને મહેલો, પાદશાહના વખતમાં બંધાયા હશે ત્યારે તે બંધાવનારને તે ભોગવવાની કેટલી હોંશ હશે? અત્યારે બંધાવનાર તો ચાલ્યા ગયા છે. અને તે મસીદો અને મ્હેલોનાં પત્થરનાં ખંડેરો રહી ગયાં છે. તે જણાવે છે કે આ બધા વૈભવો, અને બાહ્ય પદાર્થો મેળવવા માટે શું કરવા અનીતિ કરો છો? તે પદાર્થો અહીં રહેશે; તેને અનીતિના માર્ગે મેળવનારા ચાલ્યા જશે. તેવીજ રીતે મનુષ્યોએ ચેતવાનું છે કે પ્રયત્ન કરવો. ધન કમાવું પણ તે સત્ય, નીતિ અને ન્યાયથી. જ્યાં સત્યનો ભંગ કરવો પડે, અનીતિ આચરવી પડે કે અન્યાય સેવવો પડે તે માર્ગે ધન મેળવવા પ્રયત્ન ન કરો, જેથી તમારા અંતરની શાંતિ જળવાય. તમારી પ્રસન્નતા હંમેશાં કાયમ રહે તેવા માર્ગે ચાલો.

સત્ય સુખ મેળવવાનો એજ સાચો માર્ગ છે. જીવનનો લ્હાવો લેવાનો, આનંદમાં મસ્ત રહેવાનો એજ સાચો માર્ગ છે જીવનને સત્યમય બનાવો. આત્મામાં મ્હાલો હૃદયના નિર્મળ જળમાં ઝબકોળતાં શીખો. સાચી તૃપ્તિ તમને ત્યાંથી જ મળશે. કામ કરતાં કરતાં પણ ઘડી વિશ્રાંતિનું સુખ હર્ષમાં ડુબકી મારી લેતાં રહો સત્ય અહિંસા પ્રેમ, દયા, શાંતિ, આનંદ એ દિવ્ય ગુણોને તમારા સ્વભાવસિદ્ધ બનાવી દો. એજ ખરા સુખનો રાજમાર્ગ છે, વ્યવહારને ઉત્તમ પ્રકારે સિદ્ધ કરવાની કુંચી પણ તેમાં જ સમાયલી છે.



જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો.

## માસ્ટર ઓફ નોલેજ

ઘણા વર્ષની ઘણી મહેનતે અને ઘણા ખર્ચે બહાર પડયું છે. આ પુસ્તક ઉપરથી દરેક માણસ પોતે પોતાની મેળે માત્ર છ મહિનામાંજ સારી રીતે હિંદી, મરાઠી, અંગ્રેજી, ઉર્દુ, બંગાળી અને સંસ્કૃત શીખી શકે છે. આટલી ભાષાઓ કેટલુંય ખર્ચ તથા મહેનત કરવા છતાં આવડતી નથી તે માત્ર છ મહિનામાં લખતાં બોલતાં શીખે છે. કીં. રૂ. ૧૦

ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ અને મુંબાઇ.

# પ્રકરણ ૧૪ મું.

## સુખી થવાનો સંદેશ.

તમે સુખી હો કે દુઃખી હો તો તેમાં બીજાનો દોષ નથી. મનુષ્ય પોતેજ પોતાના સુખ દુઃખનો કર્ત્તા છે. સુખ મળવું કે દુઃખ થવું તે સર્વ મનુષ્યના ઉપર આધાર રાખે છે. સુખ અને દુઃખને કોઇ પણ મનુષ્ય બહારથી જોઇ શકતા નથી. એ તો મનની અંદરની અવસ્થા છે. સુખ મળવા દેવ દેવી, ભૂત પિશાચ કે કોઇ મનુષ્ય કારણરૂપ નથી પણ વિચાર પરમ્પરા જ તેનું કારણ છે. મનુષ્યને તેનાં પોતાનાં કાર્યો અનુસાર જ સુખ દુઃખ મળે છે. મનુષ્ય જો સારાં કાર્યો કરે છે તો તેનું સારૂં ફળ મળે છે, તે સુખ છે. અને ખરાબ કામ કરે છે તો તેનુ પરિણામ તેને દુઃખ ઉપજાવે છે.

મનુષ્ય જે કાર્યો કરે છે તે કાર્યો ઉપરથી તે કેવા વિચારનું સેવન કરનારો છે તે જાણી શકાય છે. કારણ કે વિચાર એ મનુષ્યના હૃદયમાં ઉત્પન્ન થાય છે અને તે બહાર આવી કાર્યરૂપમા બદલાય છે. મનુષ્યના મનની દઢ પ્રવૃત્તિથી તેના ચારિત્રનો પત્તો મેળવી શકાય છે. અને તેના ચારિત્ર અનુસાર જ તેને સુખ કે દુઃખ મળે છે જો મનુષ્યે સુખ મેળવવું હોય તો પ્રથમ પોતાના વિચાર બદલવા જોઇએ.

જે મનુષ્યો પોતાના દુઃખને સુખના રૂપમાં ફેરવવા ઇચ્છતા હોય, તેમણે દુઃખના કારણરૂપ પોતાના વિચારો અને કાર્યોને બદલવાં જોઇએ, આ પ્રમાણે વિચાર અને કાર્યોમાં ફેરફાર કરવાથી તેનું જીવન બદલાઇ જવાનું.

જ્યાં સુધી મનુષ્ય સ્વાર્થી વિચારોમાં ડુબેલો રહે છે. ત્યાં સુધી તે કદાપી સુખી કે સંતોષી થઇ શકતો નથી. તેમ જ્યાં સુધી મનુ- ષ્ય નિસ્વાર્થ ભાવથી રહે છે ત્યાં સુધી તે કદી દુઃખી કે કલેશી થઇ શકતો નથી. જ્યાં કાર્ય છે, ત્યાં તેનું કારણ પણ હોવું ઘટે છે. કારણ કે કાર્ય કારણનો પરસ્પરમાં અવિનાભાવી સંબંધ છે. મનુ. ષ્યમાં કારણને બદલવાની શક્તિ તો જરૂર છે, પરંતુ જો કોઇ કાર્યને બદલવા ઇચ્છે તો તે બદલી શકતા નથી. તે પોતાના સ્વભાવને પવિત્ર કરી શકે છે. અને પોતાના ચારિત્રને ફરી રચી શકે છે. આત્મસંયમમાં પ્રબલ શક્તિ છે. અને પોતાના રૂપને બદલવામાં પરમાનંદ છે.

દરેક મનુષ્ય પોતે પોતાના વિચાર અનુસાર સુખ દુઃખ ભોગવે છે. પોતે પોતાના વિચારોને ધીરે ધીરે બદલી શકે છે અને પોતાના માનસિક ક્ષેત્રને વિસ્તૃત કરી શકે છે. તે પોતાના પતિત સ્થાનને છોડી ઉન્નત શિખર ઉપર પહોચી શકે છે. નીચ અને નિંદનીય વિચારોને મનથી દૂર કરી શકે છે. અને તેના સ્થાનમાં ઉચ્ચ અને પવિત્ર વિચારોને પોતાના મસ્તિષ્કમાં સ્થાન આપી શકે છે. જેમ જેમ મનુષ્ય પોતાના વિચારોને બદલી શકે છે, તેમ તેમ તેને સંસારની સુંદરતા અને પૂર્ણતાનો અનુભવ થતો જાય છે.

મનુષ્ય પોતાના વિચારોને લીધે જ મોટો કે નાનો સમજી શકાય છે જે મનુષ્યના વિચાર નિંદનીય કે સંકુચિત હોય તેને સંસાર પણ

અપવિત્ર અને સંકીર્ણ દેખાય છે. અને જેના વિચાર ઉદાર અને પવિત્ર છે તેને સંસાર પણ પવિત્ર અને ઉદાર જણાય છે. સંસારની દરેક વસ્તુ તેના વિચારોના રંગમાં રંગાઈ જાય છે. જે મનુષ્યમાં લોભ, લાલચ, સંદેહ, અને ઇર્ષ્યા હોય છે તેને પ્રત્યેક વસ્તુ તુચ્છ, નિંદનીય અને ભયંકર જણાય છે. તેનામાં પ્રભા અને કાંતિ નથી, અને જેથી એ બધા પદાર્થોને નિરતેજ અને શક્તિહીન, કાંતિહીન જણાય છે. જે જાતે નીચ અને અસભ્ય છે તે સર્વને નીચ અને અસભ્ય માને છે. તે લોકો પોતાના દેવને પણ લોભી જાણે છે અને પોતાનું કાર્ય સિદ્ધ થવા માટે લાલચ આપે છે. જગતમાં જેટલાં સ્ત્રીપુરુષ છે, તે સર્વ તેની દૃષ્ટિમાં લોભી અને સ્વાર્થી છે. નિઃસ્વાર્થતાના કાર્યોમાં પણ તેને સ્વાર્થ જણાય છે. જે મનુષ્યનું હૃદય વિશાળ અને ઉદાર છે તેને સંસાર સુંદર અને સુરમ્ય દેખાય છે, તે બધા મનુષ્યો અને જીવોમાં ઉચ્ચતા અને ઉદારતા જોઈ શકે છે, તેની આગળ નીચમાં નીચ વ્યક્તિ પણ થોડા સમયને માટે પોતાની દુષ્ટતાનો ત્યાગ કરી દે છે અને સજ્જન બની જાય છે.

ક્ષુદ્ર હૃદયનો અને ઉદાર હૃદયનો મનુષ્ય બંને એક બીજાના પાડોશી હોય તોપણ તે બંને જુદા જુદા જગતમાં નિવાસ કરે છે, તેમની માન્યતા અને સિદ્ધાંત એક બીજાથી સર્વથા વિપરીત હોય છે. અને તેમના કાર્યોમાં પણ ભિન્નતા જણાય છે. તેમનું નૈતિક જ્ઞાન એક બીજાથી પ્રતિકુલ હોય છે. તેમનું માનસિક ક્ષેત્ર જુદું જુદું હોય છે એ બે એક બીજાની સાથે કદી મળી શકતા નથી. તેમાંનો એક સ્વર્ગમાં વાસ કરે છે ત્યારે બીજો નરકમાં વાસ કરે છે અર્થાત્ એકને આ સંસાર મહા ભયંકર જણાય છે, ત્યારે બીજાને સ્વર્ગ તુલ્ય જણાય છે. એક ભયને લીધે હંમેશાં ચિંતાતુર અને ક્લેશી

રહે છે અને પોતાના રક્ષણને માટે નાના પ્રકારનાં અસ્ત્ર શસ્ત્ર રાખે છે, ત્યારે બીજા મનુષ્યને કોઇ પ્રકારનો ભય થતો નથી અને તેને શસ્ત્રોની પણ જરૂર પડતી નથી, તેને ત્યાં સિદ્ધિ, સુંદરતા અને સજ્જનતાને માટે દ્વાર ખુલ્લાં રહે છે. સદ્ગુણ તેનો મિત્ર છે. તે સદા તેના મનો મંદિરમાં વાસ કરે છે. તે હૃદયમાંથી સદ્વિચારોનો પ્રવાહ નીકળ્યા કરે છે અને તે સર્વની સાથે સદ્વ્યવહાર કરે છે. તેનું એ પરિણામ આવે છે કે સર્વ કોઇ તેની સાથે પ્રેમ કરે છે અને તેને આદરની દૃષ્ટિથી જુવે છે.

મનુષ્ય જાતિમાં જે પ્રાકૃતિક રીવાજો જણાય છે. તે વિચારોને લીધે જ છે. મનુષ્યના ગુણદોષ તેના આચાર વિચારથી જણાઇ જાય છે. લોકો ભલે તે રીવાજોનો વિરોધ કરે છતાં તેને બદલી શકતા નથી. જગત્માં એવું એક પણ ઔષધ નથી કે જે વિચારોની આ અવસ્થાઓને એકત્ર કરી શકે કે જેમાં કોઇ પ્રાકૃતિક સંબંધ ન હોય. નિયમ વિરૂદ્ધ અને નિયમ બદ્ધ સદાય જુદા છે. જગતમાં મનુષ્યોને એક બીજાને જુદા કરનારી વસ્તુ તિરસ્કાર કે અહંકાર બુદ્ધિ નથી પણ માનસિક બુદ્ધિ અને કાર્ય પ્રણાલી છે. મૂર્ખ અને અસત્ય મનુષ્ય પોતાના વિચારોને લીધે જ સભ્ય અને સુશીલ મનુષ્યોથી જુદા પડે છે. જો તે લોકો ધીરે ધીરે આત્મોન્નતિ કરી શકે તો સભ્ય મનુષ્યોમાં પણ તેમની ગણના થઇ શકે. જે નિયમાનુસાર ચાલે છે તે સ્વર્ગીય રાજ્ય મળી શકે છે. ખરાબ મનુષ્યોને તેમના જેવા હલકા મનુષ્યોની સંગતિ ગમે છે. સારા મનુષ્યને સારા મનુષ્યનો સહવાસ ગમે છે. સાધુ મહાપુરુષો સંતોની સંગતિમાં રહે છે. અને સર્વ મળી ઇશ્વરના ગુણાનુવાદ ગાય છે. સર્વ લોકો દર્પણ જેવા છે, હંમેશાં પોતાના આન્તરિક ભાવોને પ્રકટ

કરતા રહે છે, તે જો કે બીજાને જુવે છે, અને સર્વ વસ્તુઓમાં તેને પોતાનું જ પ્રતિબિંબ જણાય છે.

દરેક મનુષ્ય પોતાના જ વિચારો અનુસાર વિસ્તૃત કે સંકુચિત ઘેરામાં ફર્યા કરે છે, જે તે ઘેરાની બહાર હોય છે તે તેને માટે નથી હોતું. વિચારોની હદ જેટલી સંકુચિત હશે તેટલોજ વધુ તેને વિશ્વાસ થશે કે તેની બહાર કાંઇ નથી. નાના વાસણમાં મોટી વસ્તુ સમાઇ શકતી નથી. અચ્છેરીયા વાસણમાં શેર ન સમાય એ સર્વ કોઇ જાણે છે, તેમ અપાત્ર મનુષ્ય મહા પુરુષોનાં વચનોને સારી રીતે સમજી શકતા નથી. સમજવા માટે વિદ્વત્તાની જરૂર હોય છે, અને તે વિદ્વતા ધીરે ધીરે ઉન્નતિ કરવાથી પ્રાપ્ત થઇ શકે છે. જે મનુષ્યના વિચાર ઉંચા અને વધેલા હોય છે. તે સર્વ નાની નાની વાતોને પણ સમજી શકે છે, મહાન અનુભવ મેળવી શકે છે. અને નાના અનુભવો પણ મેળવે છે, મનુષ્ય પ્રૌઢ થતાં જ્યારે તેની વિચાર શૃંખલા વધી જાય છે અને જ્યારે તે મહાચાર અને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરીને પોતે બીજાના સોબતમાં બેસવાને યોગ્ય બની શકે છે, ત્યારે તેને ખબર પડે છે કે મારા સંકુચિત સંસારની ઉપર પણ એક બીજું જગત છે કે જેનું હાલ સુધી તેને જ્ઞાન નહોતું.

આ વિશ્વમાં મનુષ્યો પોતાની યોગ્યતાનુસારજ સંસારરુપી પાઠશાળામાં પણ જુદા જુદા અનુભવ મેળવી શકે છે. જેમ નાના બાળકો એક પછી એક ચોપડીનો અભ્યાસ કરી ઉપરના વર્ગમાં જઇ શકે છે તેમ મનુષ્ય પણ ધીરે ધીરે પોતાનું વર્તન સુધારી આગળ વધી શકે છે. જે મનુષ્યને સ્વાર્થ વાસના હોય છે તે ઉત્તમ કાર્યોના રહસ્યને સમજી શકતો નથી અને જે ઉત્તમ ને પવિત્ર હૃદયના છે, જેનામાં સ્વાર્થનો અંશ પણ હોતો નથી પણ સદ્વિચારો

અને સત્કાર્યો દ્વારા પ્રયત્નશીલ રહી ઉચ્ચ પદને પ્રાપ્ત કરી શકે છે, તેજ પુરૂષ મહાપુરૂષ થઇ શકે છે.

દરેક મનુષ્ય પોતાના વિચારાનુસાર ઉંચો કે નીચો તેમ નાનો કે મોટો થઇ શકે છે, જો તેના વિચારો પવિત્ર અને ઉત્કૃષ્ટ છે તો તે ઉચ્ચ શ્રેણીનો મનુષ્ય થઇ શકે છે. અને જેના વિચારો હલકા, અશુભ અને નિંદનીય હોય છે તે નીચ અને પતિત થઇ શકે છે, દરેક મનુષ્ય પોતાના વિચારરૂપી ક્ષેત્રમાં ફર્યા કરે છે અને વિચાર ક્ષેત્ર એજ તેનો સંસાર છે, તે પોતાના વિચારને ઉંચા બનાવી શકે છે અને ઉન્નતિ કરી શકે છે, તે પોતાની ઉન્નતિ કરી આનંદ મેળવી શકે છે, મનુષ્ય પોતાના સ્વાર્થવાળા વિચારોને સદા દૂર કરી તેની જગાએ સદ્વિચારોને સ્થાપી શકે છે.

મનુષ્ય વિચાર બદલવાથી જ પોતાની ઉન્નતિ કરી શકે છે, સુખી મનુષ્ય વિચારમાં ફેરફાર કરી ઉંચી સ્થિતિ મેળવી શકે છે, સુખી મનુષ્ય ઉચ્ચ વિચારનો ત્યાગ કરી હલકા વિચાર કરવાથી દુઃખી થઇ શકે છે. દુઃખી મનુષ્ય પોતાના વિચારમાં ફેરફાર કરી સુખી થઇ શકે છે. સુખી થવું, દુઃખી થવું કે ગમે તેવા થવું એ સર્વ મનુષ્યના પોતાનાજ હાથમાં છે. તમે દુઃખી હો તો આજથી જ તમને દુઃખ ઉત્પન્ન કરે તેવા વિચારોનો ત્યાગ કરો. દુઃખના, ભયના ઉદ્વેગના એ સર્વ વિચારો દુઃખકર્ત્તા છે, નિરાશાના વિચારો નિરાશા બતાવે છે. આશાના વિચારો, આનંદના, ઉત્સાહના વિચારો આશા આપે છે, આનંદ અને ઉત્સાહ આપે છે.

તમે જ્યારે જાણ્યું કે ઉત્તમ વિચાર કરવાથી ઉત્તમ કાર્ય થાય છે, ઉત્તમ કાર્યથી ઉત્તમ ફળ મળે છે, અને અશુભ વિચારથી અશુભ કાર્ય થાય છે અને તે અશુભ કાર્યનું ફળ પણ અશુભ જ

મળે છે માટે આજથી તમે તમારા વિચારોનું અવલોકન કરી તમને સુખ આપે તેવા શુભ વિચારોને સેવતા થઇ જાઓ, શુભ વિચારને સેવો, શુભ વિચારનું સેવન કરનારાનો સંગ કરો. જરૂર તમારી સ્થિતિમાં ફેરફાર થવાનો.

પવિત્ર વિચાર, પવિત્ર કાર્ય કરાવે છે, હૃદયમાં આનંદ અને પવિત્રતા રાખવી એ ઉત્સાહથી મનુષ્યને આગળ વધારનાર છે, તમે શુભ વિચાર કરો. હૃદય પવિત્ર રાખો, શુભ કાર્યો કરો, ઉત્સાહથી આગળ વધો, આનંદી રહો તો જરૂર સુખી થશો.

---


જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો.

## પાંચસો રૂપીયા ખર્ચતાં ન મળે તે પુસ્તક માત્ર રૂા. ૧૫ માંજ.

## કાયદાનો શીક્ષક (ચોથી આવૃત્તિ)

જેની અંદર ફોજદારી અને દિવાની કાયદાઓ આપેલા છે. જેની હજારો નકલો થોડાજ વખતમાં ખપી ગઇ છે કાયદાનું જ્ઞાન દરેક માણસે મેળવવું જોઇએ. આ પુસ્તકને કલેકટરો, હાઇકોર્ટ જડજો, સેસન જડજો, માજીસ્ટ્રેટો. દિવાનો, સરસુબા, વિગેરે અનેક વિદ્વાનોના હજારો અભિપ્રાયો મળ્યા છે. કીં. રૂ. ૧૫-૦-૦ છે.

ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ અને મુંબાઇ

# પ્રકરણ ૧૫ મું

## સુખની ઇચ્છા

મનુષ્ય માત્ર સુખને ઇચ્છે છે, ગરીબ પણ સુખી થવા ઇચ્છે છે, ધનવાન પણ સુખને ઝંખે છે. સુખ એ એવી વસ્તુ છે કે તેને સર્વ ઝંખે છે પણ તે દૂરને દૂર રહે છે. મનુષ્ય સુખની પાછળ દોડે છે, ત્યારે સુખ આગળને આગળ દોડે છે, જે મનુષ્યના હાથમાં આવતું નથી. સુખ એ શી વસ્તુ છે તેની હજુ મનુષ્યોને પુરે પુરી ખબર નથી. કોઇ તેના સ્વરૂપની કાંઇ કલ્પના કરે છે, ત્યારે કોઇ કંઇ કલ્પના કરે છે. કોઇ માને છે કે પૈસા મળવાથી સુખ મળે છે, પણ જેમના પાસે પૈસા છે તેઓ પણ સુખી જણાતા નથી. કોઇ સ્ત્રી, પુત્ર, વૈભવ વગર સુખ નથી મળતું એમ માની તે મેળવવા મથે છે. છતાં જેમને આ બધું મળ્યું હોય છે તેઓને પણ દુઃખનાં રોદડા રોતા જોયા છે.

સુખ એવી વસ્તુ છે કે: તેના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન વ્યવહારમાં રચ્યા પચ્યા રહેલા મનુષ્યને હોતું નથી. મનુષ્ય સુખને માટે જે મેળવવાના કલ્પના કરે છે, તે વસ્તુ મળતાં પણ તેને યથાર્થ સુખનો અનુભવ થતો નથી. જેની પાસે પૈસા છે તેઓ સુખી હોતા નથી, ત્યારે જેઓ પાસે બિલકુલ પૈસા હોતા નથી, રહેવાનું ઘર પણ હોતું

નથી, કાલને માટે ખાવાનું અનાજ પણ હોતું નથી, પહેરવાનું વસ્ત્ર પણ હોતું નથી, છતાં તેવા મનુષ્યો ખરા સુખમાં મસ્ત રહેતા જણાયા છે. એટલે સુખ કેવા સંજોગોમાં મનુષ્યને પ્રાપ્ત થાય છે. તેનું યથાર્થ જ્ઞાન કોઇ જ્ઞાનીને થાય છે.

ઘણા મનુષ્યો વ્યવહારમાં રહી છતે પૈસે દુઃખનાં રોદડાં રડતા જાય છે. સ્ત્રી, પુત્ર, વૈભવ ધન સર્વ પ્રાપ્ત છતાં પણ તેવા મનુષ્યોના સમાગમમા જયારે તમે આવો છો ત્યારે તમને ખબર પડે છે કેઃ તેઓ પણ સુખી નથી. તેમને પ્રાપ્ત વસ્તુનું મહત્ત્વ સમજાતું નથી અને અપ્રાપ્ત વસ્તુ મેળવવાની જ ચિંતા સતાવ્યા કરે છે, રાત્રે જંપીને ઉંઘતા પણ નથી, તેમને અપ્રાપ્ત વસ્તુ જ્યાં સુધી મળી હોતી નથી ત્યાં સુધી પ્રાપ્ત વસ્તુનું સુખ પણ તેમને દુઃખકર્તા થઇ પડે છે. આવી રીતે સંસારમાં સુખી કરતાં દુઃખી મનુષ્યો વધારે જણાય છે. દુઃખથી કાયર થઇ સુખની પાછળ ભમતા ઘણાં મનુષ્યો જણાયાં છે. જ્યાં સુધી મનુષ્યને ખરા સુખની ઝાંખી થઇ હોતી નથી ત્યાં સુધી તેને અસંતોષ રહ્યાજ કરે છે. એ ખરૂં સુખ મેળવવા મનુષ્ય તલસે છે પણ તેને ખબર નથી કે ખરૂં સુખ શા રીતે મળે. તે સત્ય સુખ જે વસ્તુ મેળવવાથી મળશે એમ માને છે તે વસ્તુ મેળવવા મથે છે, પણ તેમાં તેને સત્ય સુખ ન જણાતાં વળી બીજી વસ્તુમાં સુખ માની તે મેળવવા મથે છે. આમ સત્ય સુખની શોધમાં તેનો આખો જન્મારો વહી જાય છે.

શાસ્ત્રો સત્ય સુખ આત્મજ્ઞાનમાં માને છે; મહાપુરૂષો કહે છે તમે તમારા આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરો, એટલે તેમને સત્ય સુખ મળશે, સર્વ ધર્મમાં આત્મજ્ઞાન મેળવવામાં આવે તોજ સત્ય સુખ મળે એવું કહે છે, પણ મનુષ્યોને એ વાતમાં શ્રદ્ધા નથી, તેણે

તો બાહ્ય વિષયોમાં સુખને માની લીધું છે જેથી તે બાહ્ય પદાર્થો ધન, સ્ત્રી, પુત્ર, વૈભવ મેળવવામાં પોતાનો જન્મારો ગાળે છે, કારણ કે તે માને છે કે ધન મળશે તો આખો જન્મારો સુખમાં જશે. પણ ધન મળવા છતાં તેનાં દુઃખનાં રોદડાં ઓછાં થતાં નથી. મહિને ૨૫ કમાનાર ને ૫૦ મળે તો સારૂં એમ લાગે છે, ૫૦ કમાનારને ૧૦૦ ની ઇચ્છા થાય છે; ૧૦૦ ની કમાણી વાળા ૧૦૦૦ ને ઇચ્છે છે, ૧૦૦૦ વાળા લાખ ઇચ્છે છે, લાખ વાળા કરોડ ઇચ્છે છે. ધનની ઇચ્છા ગરીબ અને ધનવાન બંનેને સરખી જ હોય છે તેમને કદી સંતોષ થતો નથી. મુંબઇ, અમદાવાદના શેઠીયાઓ લાખો રૂપિયા કમાય છે પણ તેમનાં અંતર જીવન દુઃખી હોય છે. કોઇને વધુ કમાવાની, કોઇને સ્ત્રી સારી ન મળવાથી રોજ કલેશ થતો હોય તેની; કોઇને બીજી મીલ કરવાની, કોઇને ગયેલી ખોટ પુરી પાડવાની કોઇને ધારેલી બાજી સફળ કરવાની ચિંતા હોય જ છે. આવી રીતે આવા મનુષ્યોનાં જીવન સદા દુઃખી હોય એમ આપણને લાગ્યાં કરે છે. ભલે ઉપરથી સુખી જણાતા હોય, મોટરોમાં ફરતા હોય, બંગલામાં રહેતા હોય, પણ તેમનાં અંતર જીવન તપાસીએ તો તેમના અંતરમાં ચિંતા, દુઃખ, શોક. નિરાશા, અસંતોષની હોળી સળગતી જણાવાની.

આવા મનુષ્યો ધન મેળવવામાં એવા મશગુલ હોય છે કે તેમને સત્ય સુખ મેળવવાનો ખરો માર્ગ બતાવનાર સદ્‌ગુરુની કે શાસ્ત્રની વાત સાંભળવાનો વખત નથી હોતો. તેમનાં જીવનને સંતોષ થાય; તેમને સત્ય સુખની પ્રાપ્તિ થાય, તેવો રસ્તો બતાવનારની તેઓ હાંસી કરે છે. શાસ્ત્રોની વાતો તો પાખંડની વાતો છે, બ્રાહ્મણોએ પોતાનો સ્વાર્થ સાધવા [illegible] રચ્યાં, એવું માના બેઠા હોય છે.

એક બે વાર વિલાયત જઈ આવેલા હોય તો પશ્ચિમના પવનની તેમના ઉપર અસર થયેલી હોય છે એટલે હિંદુ ધર્મશાસ્ત્રો ઢંગ છે, ઉપનિષદો તો બ્રાહ્મણોએ રચેલાં છે, પુરાણો તો પાખંડથી ભરેલાં છે. આચાર વિચારની સ્મૃતિઓ તો જુના જમાનામાં રચેલી છે, માટે તેમાં તેમને શ્રદ્ધા હોતી નથી.

મનુષ્યના મૃત્યુ પછી તેની શી ગતિ થાય છે તે વાત જાણવાની તેમને જરૂર હોતી નથી, મનુષ્ય આ જન્મમાં જે જે કૃત્યો કરે છે તેનું ફળ હવે પછીના જન્મમાં ભોગવવું પડે છે. એ વાતને તેઓ માનતા નથી. મનુષ્યની અવગતિ ન થાય અને સદ્‌ગતિ થાય તે માટે તેના મૃત્યુ પછી શ્રાદ્ધાદિ સત્કર્મ કરાવવાનું શાસ્ત્રોએ વિધાન કર્યું છે તે વાતને તેઓ માનતા નથી, વર્ણાશ્રમ પાળવાનું ગીતામાં પણ કહ્યું છે, તે વાત તેમને ગમતી નથી. તે તો પોતાનો સગવડીયો ધર્મ માનવા ઇચ્છે છે. જેટલું પોતાને રૂચ્યું એ પાળવું, ન રૂચ્યું એ ન પાળવું, એવું માની બેઠા હોય છે, એટલે પછી તેમને સત્ય સુખનાં સ્વપ્નાંય ક્યાંથી આવે?

આ વિશ્વનો કર્તા કોઈ છે એવું તો તે કદાચ માનતા હોય, કેટલાક ન પણ માનતા હોય, તે વિશ્વનિયંતા દરેકને પોતપોતાના કર્મ અનુસાર ફળ આપે છે, તે પણ કદાચ માનતા હોય કે ન પણ માનતા હોય, સ્ત્રીપુરૂષના સંયોગના પરિણામે પ્રાણીમાત્ર જન્મે છે, તે અમુક વખત આ જગતમાં રહી મૃત્યુ પામે છે, તેમાં રહેલા ચૈતન્યના મહિમાને તેઓ જાણતાં નથી તે જાણવાની તેમને દરકાર હોતી નથી, પછી સુખ તે ક્યાંથી મળે? સુખ મેળવવાનો સર્વોત્તમ ઉપાય શાસ્ત્રોએ બતાવ્યો છે કે: તમારામાં નિવાસી રહેલ ચૈતન્યસ્વરૂપ પરમાત્મતત્ત્વનું જ્ઞાન મેળવો. વ્યવહારમાં સુખ માનનારા બાહ્ય

પદાર્થોમાં સુખને માને છે. અંતઃકરણની સ્થિતિ પલટાવાની ઇચ્છા તેમને થતી નથી, એ ઇચ્છા જ્યાં સુધી જાગ્રત થતી નથી ત્યાં સુધી તેમને સત્ય સુખની ઝાંખી થતી નથી.

સત્ય સુખ બહાર શોધતાં નથી મળતું, તે નથી ધનમાં, નથી વૈભવમા, નથી સત્તામાં, કે નથી સ્ત્રી પુત્રાદિમાં તે તમારા અંતરમાં છે, તમારા અંતઃકરણનું સ્વરૂપ જ્યારે બદલાય તમારૂં હૃદય, પવિત્ર, નિર્મળ અને શાંત જ્યારે થાય ત્યારે ત્યાં સુખની કાંઇક ઝાંખી કરવાને માટે તમે લાયક બનો છો. ચોખા પગ રાખવાની ઇચ્છાવાળાએ પોતાને પગે ચોંટેલો કાદવ ધોઇ નાંખવો જોઇએ. ફરી કાદવમાં રગદોળાવું નહિ, તોજ તેના પગ ચોખ્ખા રહી શકે છે. તેમ તમારે અંદર અને બહાર પવિત્રતા મેળવવી હોય તો વર્ણાશ્રમ ધર્મનું બરોબર પાલન કરવું જોઇએ. તમારૂં શરીર પવિત્ર હશે, તો મન પવિત્ર રહેશે. તમારા શરીરની મલિનતાની અસર તમારા આત્મા ઉપર થવાથી, જો તમારૂં મન પવિત્ર હશે તો જ તમે આત્માના દરબારમાં જવાને લાયક બનશો.

બાહ્ય પદાર્થો શરીરના ઉપયોગ માટે છે, ધન વૈભવો શરીરને સુખ આપે છે, પણ તે નીતિ ન્યાયથી મેળવ્યા હોય તો. નિતી અને ન્યાયથી ધનાદિ પદાર્થો મેળવવાથી મન મલિન થતું નથી. જેઓ ધનાદિ પદાર્થો મેળવવામાં અનીતિનો આશ્રય લે છે તેઓને સત્ય છોડવુ પડે છે, સત્યને છોડતાં મન ઉપર મલિનતાનું પડ જામે છે. એવી રીતે મેળવેલા પદાર્થોથી તમે તમારા આત્માથી દુર ને દુર રહો છો. શરીર પવિત્ર રહે, મનની મલિનતા દુર થાય તેવું કાર્ય કરો, ઉચ્ચ વિચારથી મન નિર્મળ રહે છે. ઉચ્ચ આચારથી શરીર પવિત્ર રહે છે, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ એ મનુષ્યને હિંસા,

અસત્ય અશાંતિ, અનીતિના રસ્તે લઇ જાય છે. જેથી મન અને શરીર બંને મલિન થાય છે. જ્યારે ક્ષમા, પ્રેમ દયા, પરોપકાર, સ્વાર્થત્યાગ, નિરભિમાનપણું, અહિંસા એ મનુષ્યને સત્ય શાંતિ, સુખ, આનંદના માર્ગે લઇ જાય છે; જેથી શરીર અને મન બન્ને પવિત્ર નિર્મળ અને ઉચ્ચ બને છે આવી રીતે ઉચ્ચ આચાર અને ઉચ્ચ વિચારનું પાલન કરી વ્યવહારના પદાર્થો નીતિથો મેળવવા અને બીજી બધી વસ્તુઓ કરતાં આપણા આત્માનું મુલ્ય વધુ આંકતાં શીખવું એ સત્ય સુખને મેળવવાનો માર્ગ છે.

જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી વ્યવહાર છે. તમને શરીરના પોષણ માટે, તેના રક્ષણ માટે ધનાદિ પદાર્થો મેળવવા એજ આ જન્મમાં કર્તવ્ય છે એમ માની બેસવું નહી. આપણે જે ઘરમાં રહીએ તે ઘર હવા અજવાળાવાળું રહે તે માટે તેને સ્વચ્છ રાખવું, તેને ધોળાવી, લીંપાવી સારૂં રાખવું એ આપણું કામ છે. કારણ કે જે ઘરમાં આપણે રહેવું છે તે ઘર મલિન હોય, હવા અજવાળા વગરનું હોય. પડી જાય એવું હોય તો તેમાં રહેવાથી આપણા શરીરનું આરોગ્ય બગડે, એ સ્વાભાવિક છે. અને આપણા શરીરનું આરોગ્ય સચવાય આપણું આયુષ્ય વધુ ટકે, તે રોગી ન થાય તે માટે ઘરને સ્વચ્છ રાખવાની સંભાળ લેવાની જરૂરછે. કાંઇ તે ઘરને આખો જન્મારો ધોળવા લીંપવાનું કામ કર્યા કરવા માટે આપણો જન્મ નથી. એમ આપણે સમજીએ છીએ. માત્ર શરીરના સુખ માટે ઘરની સંભાળ રાખવાની જરૂર છે તેમ આપણે જે ઘરમાં રહીએ છીએ તે આપણા શરીરને ટકાવી રાખવા માટે તેની સંભાળ રાખવાની જરૂર છે આપણું શરીર છે એ સ્થુલ શરીર છે, તેમાં બીજું સુક્ષ્મ શરીર છે, એ શરીરમાં આપણો નિવાસ છે એમ આપણે જાણીએ છીએ.

શાસ્ત્રો એ વાત કહે છે; મહાપુરૂષો તેવીજ વાત અનુભવથી આપણને સંભળાવે છે. આત્માને રહેવાનું જે ઘર તે આ શરીર છે એ શરીરનુ રક્ષણ કરવું; તે દીર્ઘ સમય સુધી ટકે તેવું બનાવવું; તેનું પોષણ કરવું, તેના ઉપયોગનાં સાધનો પ્રાપ્ત કરવાં એ આપણું કર્તવ્ય છે, પણ આ જન્મમાં જન્મી શરીરની ઉપયોગી વસ્તુઓ મેળવ્યા કરવામાં જ જીવન પુરૂં કરવું એ કાંઇ ખાસ કર્તવ્ય ગણાય નહિ. જેમ ઘરની સંભાળ રાખવી એ તેમાં રહેનાર આ શરીર માટે છે. અને તેવીજ રીતે શરીરની સંભાળ રાખવી એ તેમાં રહેનાર આપણા પોતાને માટે-આપણા ચૈતન્યમય આત્માને માટે છે.

આ વાત આપણે જાણીએ છીએ ખરા પણ માનતા નથી. મનુષ્ય પોતાનો આખો જન્મારો માત્ર ધન કમાવામાં જ વિતાવે છે, તેનો આખો દિવસ ધંધા પાછળ જાય છે, રાત્રે પણ તેનીજ ચિંતામાં તેને ઉંઘ આવતી નથી, જીંદગી સુધી ચાલે તેટલું ધન હોય છે છતાં પણ પોતાનાં છોકરાં અને તેનાં છોકરાંનાં છોકરાંને ચાલે તેટલું ધન એકઠું કરી મુકી જવાની ધારણામાં ધન કમાવવામાં મરણ સુધી તે જંપીને ઘડીવાર બેસતા પણ નથી. તેમને નથી પડી પોતાના આત્માની, નથી પડી પરમાત્માની; નથી પડી ભવિષ્યમાં શું થશે તેની. તેને પડી છે માત્ર ધનની, પોતાના સ્ત્રી પુત્ર પરિવારની ઉપરાંત પોતાના નામના ચાર અક્ષરની, કે લોકો તેની કીર્તિ ગાય, મરણ પછી પણ લોકો તેના ગુણ ગાય; તેવુ તે ઇચ્છે છે. અને તે માટે ધન મેળવવામાં નથી જોતા ન્યાયને કે નથી જોતા અન્યાયને નથી જોતા નીતિને કે નથી જોતા અનીતિને માત્ર ગમે તે ઉપાયે સાચાં જુઠાં સમજાવીને ધન મેળવવું, ખાવું પીવું, વૈભવો ભોગવવા અને લોકો સારા કહે તે માટે માસે બે પૈસા હોય તો જાહેર ફંડોમાં

નાણાં ભરવાં એમાં સુખ સમજે છે. આવા મનુષ્યો પછી સુખની આશા ક્યાંથી રાખે? તેમનો જન્મારો સદા અસંતોષમાં જ વીતે છે, જેના તેના આગળ દુઃખનાં રોદડાં રડે છે, ઉંઘમાં પણ તેમને ચિંતા સતાવે છે, ઘડી નિવૃત્તિથી શાંતિથી બેસી પણ શકાતું નથી. તેમના સુખ ઉપર આનંદનો સ્પર્શ પણ હોતો નથી, તેમનું મુખ તમે જ્યારે જોશો ત્યારે ઉદાસ, જાણે મહા શોકની છાયા છવાઇ હોય તેવું મલિનતાવાળું ગંભીર, ચઢેલું જણાશે. તેઓને આત્મ ચૈતન્યના મહાસાગરમાં રેલછેલ વહી રહેલા આનંદના માહાત્મ્યની શું ખબર? તેમનું હૈયુ તો જ્યારે જુઓ ત્યારે ધીકધીકતું જ હોય છે. કારણ કે તેમને સુખનો માર્ગ હાથ લાગ્યો નથી. સત્ય સુખના માર્ગે તેઓ વળ્યા નથી હોતા, તેમના આચારવિચાર બધું જ ભ્રષ્ટ હોય છે. સ્પર્શ્યાસ્પર્શ્ય, અભક્ષ્યાભક્ષ્યનો તો તેમને બાધ પણ હોતો નથી. તેમનું શરીર સ્વચ્છ નથી, તેમનું મન નિર્મળ નથી, પછી આત્મજ્યોતિની ઝાંખી તો તેમને ક્યાંથી જ થાય? આત્મજ્યોતિની ઝાંખી વગર ખરો આનંદ ખરૂ સુખ તે વળી થાય!

મનુષ્ય સુખ મેળવવા મથે છે માટે તે મળતું નથી. તેને સત્ય સુખનો રસ્તો જડતો નથી, તે સત્ય સુખ મેળવવાનો માર્ગ શાસ્ત્રો બતાવે છે તે તેને માનવો નથી, મહાપુરૂષો કહે છે તેમા તેને શ્રદ્ધા નથી, તેને તો પશ્ચિમના ગોરા લોકો જે કહે તે વાત માનવી છે. ત્યાંનો સગવગડીયો ધર્મ તેને બહુ ગમે છે. વર્ણાશ્રમ ધર્મને તિલાંજલી આપવી છે, પરમાત્માના દરબારમાં સર્વે સરખા, મનુષ્ય મનુષ્યમાં પણ કાંઇ ફેર નહિ, નાતોમાં શ્રદ્ધા નહિ; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એવી ચાર જાતિને તેઓ માનતા નથી, સર્વ મનુષ્ય સરખા, તેમાં વળી બ્રાહ્મણ શું અને મુસલમાન શું, અત્યજ શું?

સર્વે સરખા. દરેકના જુદા જુદા આચાર વિચાર છે એતો ન માનવા જેવી વાત છે આવું કહ્યા કરે છે. પોતે બ્રાહ્મણ જેવી ઉચ્ચ જાતિમાં જન્મ્યા છતાં શુદ્ર જાતિનું જમવામાં બાધ નથી ગણતા, અત્યંજોનો સ્પર્શ કરવામાં વાંધો નથી એમ માને છે. મુસલમાનની ગોળીનુ પાણી પીવામાં તેમને અડચણ નથી હોતી આમ છતાં પોતે કહે છે કે, અમે હિંદુ છીએ બ્રાહ્મણ છીએ અનેઅમારો ધર્મ પણ હિંદુ છે, આવા લોકોની પરિષદો ભરાય છે ત્યારે ત્યાં સર્વે એક ગોળીમાંથી પાણી પીતાં અચકતાં નથી. આવા મનુષ્યો માત્ર સગવડીયો ધર્મ માનનારા છે, પોતાને જે વાત ફાવી તે વાત માનવી, ન ફાવી તો તે ન માનવી, એવા મનુષ્યો બાહ્ય આચાર વિચારની શુદ્ધિને બહુ માનતા નથી હોતા. તેઓ જ્યાં સુધી બહારના ઉચ્ચ વિચાર અને શુદ્ધાચારનું પાલન નથી કરતા ત્યાં સુધી પવિત્ર નથી થતા, જ્યાં સુધી પવિત્રતા નથી હોતી ત્યાં સુધી અંતઃકરણની શુદ્ધિ થતી નથી, અને તેથી જ તેમને સત્ય સુખનો અનુભવ થતો નથી.

શાસ્ત્રમાં તો કહ્યું છે કેઃ आचारः प्रथमो धर्मः । આચાર એ પ્રથમ ધર્મ છે. એ આચાર વિચાર ન પાળનાર વર્ણાશ્રમ ધર્મને તિલાંજલી આપનાર સત્ય સુખને ક્યાંથી મેળવે? ભલે તેમની પાસે બાહ્ય સંપત્તિ હોય, સત્તા હોય સર્વ કાંઇ હોય છતાં પણ જો તેમનું હૃદય નિર્મળ નથી હોતું તો તેમને સત્ય સુખનું સ્વપ્ન પણ આવતું નથી. સત્ય સુખ સગવડીયા ધર્મથી નહિ મળે. પ્રથમ તમારા આચાર વિચારની શુદ્ધિ કરવી પડશે, ધર્મ શાસ્ત્રાનુસાર વર્તન રાખવું પડશે, બહારના પદાર્થો કરતાં તમારા અંતરાત્માનું મહત્ત્વ વધુ આંકવું પડશે ત્યારે જ તમે સત્ય સુખ મેળવવાને અધિકારી થશો.

તમારામાં આત્મતત્ત્વ વિલસી રહ્યું છે, એ તત્ત્વને પ્રકટાવો. જ્યાં સુધી તમે તેનો પ્રકટ અનુભવ નહિ કરી શકો ત્યાં સુધી સત્ય સુખનો અનુભવ તમને નહિ થાય. ધંધો કરવામાં જન્મારો ગાળો, પણ સાથે સાથે તમારા આત્માને ન ભૂલો. આ વિશ્વમાં પરમાત્મા સર્વનો નિયામક છે. પ્રાણીમાત્ર જે કાંઇ કર્મ કરે છે તેને તેનું ફળ તે આપ્યાં જ કરે છે. જુઓ આયનામાં તમારૂં મુખ તમને જણાય છે? તમારૂં આબેહુબ રૂપ આયનામાં તમને જણાશે. કારણ તમારી છાયા પડે છે. તમે ફોટો તો પડાવ્યો જ હશે, ફોટોગ્રાફરને ત્યાં કેમેરાની અંદર તમારી છબી લેવા જે કાચ મૂકવામાં આવે છે, તે કાચમાં તમારી છાયા પડી તે કાચમાં પડશે, અને તે કાચ ઉપરથી તમારો ફોટો કાગળમાં ઉતારી તૈયાર કરવામાં આવશે. તમે જ્યારે જોશો ત્યારે તે ફોટો જેવો ને તેવો તમને જણાશે કારણકે તે કાચમાં તે વખતે તમારૂં પ્રતિબિંબ પડેલું, તે તે કાચે ગ્રહણ કરેલું હતું, તેવી જ રીતે આ વિશ્વમાં વિશ્વનિયંતા પરમાત્માની વ્યવસ્થા પણ એવી જ છે. તે તમારા વિચાર અને વર્તનના ફોટા લીધાંજ કરે છે. તમે જે જે વિચાર કર્યા કરો છો, જેવું વર્ત્તન સેવો છો તે, આ આકાશતત્ત્વમાં ફોટાની માફક ચિતર્યાં જ કરે છે. એ એકંદર તમારાં સર્વ કાર્યના ફળ રૂપે તમને તેજ વિશ્વનિયંતા સુખ કે દુઃખ આપે છે. ન્યાયાધીશને ત્યાં ગુન્હો કરનાર પુરાવાના અભાવે છુટી જાય છે. પણ આ રામરાજ્યના ઇન્સાફમાં તમારે તમારા કર્મનાં ફળ ભોગવવાં જ પડવાનાં. તેનો પુરાવો તો એકજ કે તે સર્વ સ્થિતિમાં રાત્રે કે દિવસે, એકાંતમાં કે અંધારામાં પણ તમારા વિચારો પ્રત્યક્ષ જોયાં જ કરે છે, એટલે તેને પુરાવાનો ખપ પડતો નથી. આ જન્મમાં તમારાં જેવાં કર્મ તે અનુસાર તમારો આવતો જન્મ થવાનો.

આ વિશ્વમાં એક મનુષ્યનો બ્રાહ્મણને ત્યાં જન્મ થાય છે અને બીજાનો ઢેડને ત્યાં થાય છે. એકનો ધનિકને ત્યાં જન્મ થાય છે ત્યારે બીજાનો ગરીબને ત્યાં થાય છે. એ કાંઇ સંયોગવશાત બનતું નથી, તે તેના પુર્વજન્મના ફળ રૂપે છે. એ ઇશ્વરનો ન્યાય છે. બ્રાહ્મણને બ્રાહ્મણના અધિકાર ભોગવવાના છે, તે જો તેના સત્વશીલ ઉચ્ચ આચાર વિચારોનું સેવન કરી આદર્શમય જીવન ગાળશે તો જરૂર તેનું ઉચ્ચ ફળ તેને મળવાનું. પણ નીચ કર્મ કરશે તો તેને તેનું ફળ નીચ યોનિનું મળવાનું. અંત્યજ કે શુદ્ર જન્મે ઉચ્ચ કર્મ કરે, પવિત્ર રહે, તેનો સેવાધર્મ આદરે તો આવતા જન્મે તેનો જન્મ ઉચ્ચ યોનિમાં થાય. પણ આ જન્મે ઢેડને બ્રાહ્મણ બનાવવાના પ્રયત્નો જે અત્યારે કેટલાક અર્ધદગ્ધ ધર્મભ્રષ્ટ મનુષ્યો વગર સમજે કરી રહ્યા છે, તે તેમને અને સમાજને હાનિ કરનારા છે. જન્મ આપવો એ પરમેશ્વરનું કામ છે. જેમ ન્યાયાધીશ ગુન્હો કરનારને એકને ૨૦ વર્ષની સજા કરે, એકને બે વર્ષની કરે, એકને છોડી મુકે; એકને દેશનિકાલની કરે, અને એકને ફાંસીની સજા કરે છે. તેની સજા ભોગવ્યે જ ગુન્હેગારનો છુટકો. તે સજા ઓછી વધતી કરવાનો અધિકાર સજા કરનાર ન્યાયાધિશની ઉપરી સત્તાના અમલદારને છે. તેમ વિશ્વનિયંતા મનુષ્યોને તેનાં કર્મ પ્રમાણે સુખ, દુખ આપે છે આ જન્મનાં કર્મ અનુસાર તેને બીજી યોનિમાં જન્મ લેવો પડે છે. એ ન્યાયાધિશ વિશ્વનિયંતા છે, તેનાં કાર્યોમાં ડખલ કરવાનો મનુષ્ય પ્રાણીને શો અધિકાર? આ સમજ્યા વગર આજકાલ કેટલાક આપણા હિંદુ ઉચ્ચ જાતિના ધર્મભ્રષ્ટો ધર્મને બહાને પ્રજામાં અધર્મને ફેલાવી રહ્યા છે અને અજ્ઞાન પ્રજાને ખોટે રસ્તે વાળી આચાર ભ્રષ્ટ, ધર્મ ભ્રષ્ટ અને વિચાર ભ્રષ્ટ બનાવવા બેઠા છે

અને કહે છે કે અમે તો દેશનું ભલું કરીએ છીએ. આવા મનુષ્યોને સત્ય સુખ ક્યાંથી મળે ?

સર્વ મનુષ્યોએ પોતપોતાના આચાર વિચાર અને ધર્મનું પાલન કરવું, અન્યને હાનિ થાય તેવું કાર્ય ન કરવું. અંતઃકરણ પવિત્ર રાખવું, અન્યનું ભલું કરવાની વૃત્તિ રાખવી, મનની નિર્મળતા, હૃદયની પવિત્રતા ટકી રહે તેવાંજ કાર્યો કરવાં. જે કાર્ય કરવાથી અંતઃકરણને આઘાત થાય, જે ધંધો કરવાથી હૃદયમાં મલિન સંસ્કારો જામે, તેવાં કાર્ય ન કરવાં. હંમેશાં પરમાત્માને હાજર જાણી કાર્ય કરવાં, ધંધો કરો, વેપાર કરો, નોકરી કરો, ગમે તે કરો પણ દરેક કાર્ય કરતી વખતે એમ નક્કી માનજો કે તમારાં કાર્યને પ્રત્યક્ષ જોનારો પરમાત્મા તમારી જ પાસે બેઠો બેઠો તમારાં કાર્યનું નિરિક્ષણ કરે છે. તમે તમારાં કાર્યો મનુષ્યોથી છુપાવી શકશો પણ પરમાત્માથી છુપાવી શકશો નહિં, એ તમારાં અંતરમાં બેઠો બેઠો 'સઘળું' જોયા કરે છે અને તેજ તમને તમારાં કર્મનું ફળ આપનારો છે. સત્ય સુખ મેળવવું હોય તો પરમાત્મા પ્રસન્ન રહે, તેની તમારા ઉપર પ્રીતિ વધે, તેની સાથે તમારો સાક્ષાત્કાર થાય તેવું વર્તન સેવજો જે કરવાથી તમને સંતોષ થાય, સત્યસુખ મળે આનંદથી હૃદય પ્રફુલ્લિત થાય તેવાં કાર્ય કરજો.

તમને વ્યવહારમાં સર્વ વસ્તુ પ્રાપ્ત હોય છતાં જો સત્યસુખનો કે સત્ય આનંદનો અનુભવ થતો ન હોય, ચિંતા અને દુઃખ તમને સતાવતાં હોય તો જાણજો કે તમને હજુ પરમાત્માના દરબારમાં પ્રવેશ કરવાનો અધિકાર નથી મળ્યો. પરમાત્માના દરબારમાં પ્રવેશ કરવા માટે ઉચ્ચ આચાર વિચારની જરૂર છે, તમારા આચાર વિચારમાં કાંઇક ખામી છે. તે ખામી શોધી કહાડો, જેમ જેમ તમે

તમારૂં ચારિત્ર સુધારવા તરફ લક્ષ આપતા જશો તેમ તેમ તમારો અધિકાર વધતો જશે; તમે નોકરી કરતા હો તો તેમાં પણ સદા સાવધાન રહો, વેપાર કરતા હો તો તેમાં પણ સદા ધ્યાન આપો અને તમારા આચાર વિચારને ઉચ્ચ રાખવાનો નિયમ કરો. તમે જે સ્થિતિમાં મુકાયા હો તે સ્થિતિના આશ્રમધર્મ પાળો. ગમે તે વર્ણનો મનુષ્ય પોતાના વર્ણના ધર્મ પાળે, પરમાત્માને ભજે, ઇશ્વરને સાક્ષી રાખી સર્વ કામ નીતિ નિયમથી કરે, ઉચ્ચ ચારિત્ર સેવે તો તેની ઉન્નતિ થાયજ. આજે તો વર્ણાશ્રમ ધર્મ ન માનવાવાળા અધર્મી મનુષ્યો અન્ય મનુષ્યોને બ્રાહ્મણ બનાવી દેવા તૈયાર બની ગયા છે. વેદ અને યજ્ઞોપવીતનો અધિકાર દ્વિજ વર્ગને છે. ઘણાં જન્મથી તે અધિકાર બ્રાહ્મણો સાચવી રહ્યા છે; હવે તો ઢેડને પણ જનોઇ ઘાલી બ્રાહ્મણ થવું છે, કોળીને પણ જનોઇ ઘાલવી છે, અને હજામને પણ જનોઇ ઘાલી નાઇ બ્રાહ્મણ બની જવું છે. તેમને બ્રાહ્મણ બનાવી દેનારા, અને તેમના ધર્મથી ભ્રષ્ટ કરાવી દેનારા પણ ધર્મ ભ્રષ્ટ બ્રાહ્મણો જ હોય છે. આવી રીતે વર્ણાશ્રમધર્મનું મહત્વ ન સમજવાથી શાસ્ત્રનું મહાત્મ્ય ન જાણવાથી અને વિશ્વનિયંતાની કર્મફલપ્રદાત્રી સત્તાના ન્યાયે જે મનુષ્યોનો જે વર્ણમાં જન્મ થયો છે તે ન સમજી શકવાથી સમાજને ઉંધે રસ્તે દોરી પાપ ભાગી બનાવી રહ્યા છે. તેમાં નથી તેમની ઉન્નતિ કે નથી તેમના કહ્યા પ્રમાણે ચાલનારની ઉન્નતિ. આજ કાલ આચાર વિચારની ભ્રષ્ટતાથી વર્ણાશ્રમ ધર્મ ઉપર થતા આઘાતથી, પશ્ચિમના પવનમાં અંજાયેલા કેટલાક મનુષ્યો પોતે ધર્મભ્રષ્ટ થાય છે. અન્યનું અનુકરણ કરવામાં પોતાનું બગાડે છે. નાતજાતના ભેદ તોડી નાંખવા ઇચ્છનારા પોતે પોતાનું ચારિત્ર દુષિત કરે છે. પહેલી વાતો અંત્યજોને અડકવાની કરે છે, વળી

તેમને તમારા દેવમંદિરમાં પેસવા દેવાની વાત કરે છે, ફરી તેમને તમારા કુવે પાણી ભરવા દેવાની વાત કરે છે. નાતજાત ન માનવી એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર એવા ભેદ ન માનવાનો ઉપદેશ આપી જુવાન પ્રજાને ઉંધે રસ્તે વાળવા માંડી છે. પરિણામે બ્રાહ્મણ બાળા વાણીયા સાથે પરણી જાય છે, વાણીયાંની સ્ત્રી બ્રાહ્મણ સાથે પુનર્લગ્ન કરે છે, બ્રાહ્મણ પારસણને પરણવા તૈયાર થાય છે. કોલેજનું શિક્ષણ લેનારી ઉચ્ચ બ્રાહ્મણી ગ્રેજ્યુએટ થતાં મુસલમાન સાથે નીકા કરી બેસે છે. આવા તો કંઇ કંઇ બનાવો બન્યા છે અને બનશે; એ હું હિંદુ છું, વૈષ્ણવ છું, એવું કહેનારાના ઉપદેશનું પરિણામ છે.

બ્રાહ્મણાદિ ઉચ્ચ જાતિને ભ્રષ્ટ કરવી છે, ઉચ્ચને નીચ બનાવવાની અને નીચને ઉચ્ચ બનાવવાની નવી સૃષ્ટી રચવાનો જાણે ઇજારો લીધો હોય તેમ ઘણા મનુષ્યો ધર્મને બહાને લોકોના ઉપર પરોપકાર કરવા તૈયાર થઇ ગયા છે, તેમનાં અંતર આ પ્રકારના ભ્રષ્ટાચાર ફેલાવવાની હોળીમાં સળગતાં હોય છે. તેમને સુખની ઝાંખી ક્યાંથી થાય? ધર્મને બ્હાને અધર્મો ફેલાવનાર દેશમાં કુસંપનાં બીજ છે, ઠેર ઠેર તોફાનો, ઝઘડા, ચાલ્યાંજ કરે છે. સમાજમાં અવ્યવસ્થા કરવાનું આ ફળ છે.

તમે જે જાતિમાં હો તે જાતિનો ધર્મ પાળો. બીજાને આઘાત થાય, બીજાનાં ધર્મની લાગણી દુઃખાય એવો અત્યાચાર ન કરો આ વિશ્વનાં પ્રાણીમાત્રમાં આત્મા વિકસી રહ્યો છે, પણ દરેકને પોત પોતાના શરીરના જાતિ ધર્મ પાળવાના છે એ ધર્મથી ભ્રષ્ટ થનાર આચાર વિચારથી ભ્રષ્ટ થાય છે, અને આચાર વિચારથી ભ્રષ્ટ થનારનું મન મલિન થાય, જેનું મન મલિન હોય છે તેને સત્ય સુખની ઝાંખી થતી નથી.

દિવસના ૨૪ કલાક તમે ધંધો કરો છો, તેની હરકત નહિ; પણ નક્કી સમજજો કે તમારો આ જન્મ કોઇ બીજું જ કાર્ય કરવા માટે છે, તમારા આત્માનો સાક્ષાત્કાર કરવો, તમારા સ્વરૂપનું જ્ઞાન મેળવવું એજ તમારૂં ખરૂં કર્તવ્ય છે. એ કર્તવ્ય સિદ્ધ કરવા જેટ જેટલો સમય ગાળશો, તે કાર્યને સિધ્ધ કરવામાં જેટલું જીવન તમે ગાળશો તેજ યથાર્થ જીવ્યું છે લોકો તેને માટે કેટલાક અર્ધો કલાક માળા જપવા બેસે છે; ઘડી બે ઘડી દેવમંદિરે જઇ દર્શન કરે છે. ભજન કિર્તન ગાય છે, સાચી વાત છે. પણ તેની સાથે પવિત્ર રહેતાં શીખો તમારા અંતઃકરણની સાચી શાંતિને ટકાવી રાખવા ઉચ્ચ આચાર વિચારને સેવો, અન્ય પ્રાણીને હાનિ થાય તેવું કાર્ય ન કરો. અન્યનું ભલું થાય તેવું કર્યાં કરો. રાગ દ્વેષનો ત્યાગ કરો. દયા પ્રેમ. ક્ષમા, શાંતિ. સત્ય, અહિંસા એ ગુણોને ધારણ કરો તમારા ચારિત્ર ઉપર હંમેશાં પૂર્ણ દેખરેખ રાખો. ધર્મશાસ્ત્રાનુસાર જીવન ગાળો વર્ણાશ્રમ ધર્મને પાળો, શાસ્ત્રો કહે છે તે માનો, પણ એવું કહે-નારા જ ધર્મભ્રષ્ટ અને પાંખડી વર્તન કરે તો તેમની જાળમાં ફસાશો નહિ.

તમે જે સ્થિતિમાં હો તેમાં રહી ઉચ્ચ થવા યત્ન કર્યા કરો, તમારા અંતઃકરણની પવિત્રતા જાળવવા ધ્યાન આપો, જે કાર્યથી તમે અંતરાત્માથી વિમુખ થતા હો તેવાં કાર્ય ન કરો. ધન કરતાં તમારાં ચૈતન્યમય આત્માની કિંમત વધુ ગણો એ આત્માનો સાક્ષાત્કાર કરવા પરમાત્માની પ્રીત મેળવવા મથો તો જ સત્ય સુખ મળશે, તો જ તમારૂં જીવન જીવ્યું ગણાશે.

# પ્રકરણ ૧૬ મું

## યથાર્થ શાન્તિ અને આનંદ મેળવવાના ઉપાયો

જે મનુષ્યનું હૃદય પવિત્ર હોય છે તેમનું હૃદય દયાળુ હોય છે, તેમનું જ જીવન ઉચ્ચ હોય છે. તેમને જ ખરી શાંતિ મળે છે. સાચી શાંતિ પ્રાપ્ત કરવા માટે મનુષ્યે દયાળુ થવાની સાથે સત્ય જ્ઞાન અને સારાસાર વિવેકને પણ ધારણ કરવાની જરૂર છે. મનુષ્યને ઘણા પ્રકારની ટેવો પડી ગયેલી હોય છે. જે મનુષ્ય જેવા વિચારનું સેવન કરનાર હોય છે તે મનુષ્યને તેવી ટેવો પડી ગયેલી હોય છે. ઘણા મનુષ્યો એકવાર અમુક કાર્ય કરવાનો નિશ્ચય કરે છે પણ તે નિશ્ચય પ્રમાણે ઘણાખરા ચાલતા નથી કારણ કે તેમના વિચારાનુસાર તેને પડેલી ટેવો જ્યાં સુધી છુટતી નથી ત્યાં સુધી તે પોતાના નિશ્ચય પ્રમાણે ચાલતો નથી, માટે પ્રથમ અયોગ્ય પડેલી ટેવો છોડવા માટે સદ્વિચાર સેવવાની અગત્ય છે.

મનુષ્યનું જીવન તેના વિચારાનુસાર ઘડાયલું હોય છે. ઘણા મનુષ્યો વારંવાર કથા સાંભળવા જાય છે. મહાપુરૂષોનો સંગ કરે છે, છતાં તે ઉપદેશ પ્રમાણે ચાલતા નથી. ઘણા એકવાર સત્ય બોલવાનો નિશ્ચય કરે છે પણ વ્યવહારમાં પાછા ઘણીવાર અસત્ય બોલતી વ-

ખતે પોતે કરેલા સત્ય બોલવાના વિચારને ભુલી જાય છે. જો તે સત્ય બોલવાના વિચારનું સેવન કરે તો પછી તેને સત્ય બોલવાની ટેવ પડે છે, જ્યાં સુધી કોઇ પણ પ્રકારે ચાલવાની તેને ટેવ પડતી નથી; ત્યાં સુધી તે કરેલા નિશ્ચય પ્રમાણે ચાલતા નથી.

મનુષ્ય શાસ્ત્રો વાંચે છે. સદ્વિચારનું સેવન કરવું જોઇએ એવું સાંભળે છે. કથામાં સત્ય બોલવાનું માહાત્મ્ય સાંભળે છે, ઇશ્વર આપણા હૃદયમંદિરમાં છે. વિષયોની મમતા છુટતાં ઇશ્વરપ્રતિ વળાય છે. સત્યનું સેવન કરવાથી ઇશ્વરની પ્રસન્નતા જળવાય છે. સંસાર અનિત્ય છે અને ઇશ્વર જ સત્ય છે એવો એવો ઉપદેશ સાંભળે છે, પુસ્તકોમાં વાંચે છે. એકવાર તે પ્રમાણે ચાલવાનો નિશ્ચય કરે છે પણ તે પ્રમાણે તેનાથી ચાલી શકાતું નથી. કરેલા નિશ્ચયનો તે અજાણ્યે ભંગ કરે છે. અને પોતાને પડી ગયેલી ટેવો જ્યાં સુધી છુટતી નથી ત્યાં સુધી તે પોતાના આચારવિચારમાં ફેરફાર કરી શકતા નથી, માટે મનુષ્યે પોતે જે પ્રકારના થવું હોય જેવા વિચારો સેવવાની ઇચ્છા હોય, જે પ્રકારનું વર્ત્તન ગાળવાની ઇચ્છા હોય તે પ્રકારની ટેવો પાડવી જોઇએ.

જેમ કોઇ રસ્તે વારંવાર ગાડાં જાય છે, તે રસ્તામાં ગાડાંનાં પરડાંથી ચીલો પડે છે. ચીલાવાળા માર્ગમાં ગાડુ જાય છે ત્યારે ધણી મ્હેનતે તેમને બીજે રસ્તે લઇ જવા પડે છે. છતાં વારંવાર તે ચીલા ભણી વળી જાય છે. એકને એક રસ્તે વારંવાર ગાડાં જવાથી ત્યાં ચીલો પડે છે, તે પછી તે ચીલે ચીલે જવાનું ગાડાંને અનુકૂળ થઇ પડે છે. આવીજ રીતે મનુષ્ય જેનો વારંવાર વિચાર કરે છે તે વિચારના સંસ્કાર મનુષ્યના મન ઉપર વારંવાર પડવાથી તે વિચારાનુસાર તેને વર્ત્તન કરવાનું મન થાય છે. જેના વિચાર કર્યા હોતા

નથી તે વિચારાનુસાર ચાલવાનો તેને વિચાર આવે પણ તે ક્ષણિક હોય છે. તે પ્રમાણે તે ચાલી શકતા નથી. માટેજ મનુષ્યે પોતે જેવા પ્રકારનું જીવન ગાળવાની ઇચ્છા હોય તે પ્રકારના વિચારોનું વારંવાર સેવન કરવું. સદ્વિચારનું વારંવાર સેવન કરવાથી તેના મન ઉપર સંસ્કાર પડે છે. અને એ સંસ્કારાનુસાર તેના આચારો પણ ટેવ રૂપે સિદ્ધ થાય છે.

મનુષ્યે જેવું વર્તન સેવવાની ઇચ્છા હોય તેવી ટેવો પાડવી જોઇએ. જ્યાં સુધી તેને તે પ્રમાણે વર્ત્તવાની ટેવ નહિ પડે ત્યાં સુધી તેનાથી તે ઇચ્છા પ્રમાણે વર્તન નહિ થાય. તે ઇચ્છાનું તેને વિસ્મરણ થશે અને અજાણતાં પણ તે અવળે રસ્તે ચાલશે. જેમ કોઇ એક વાર સત્ય બોલવાનો વિચાર કરે છે કે હંમેશાં ગમે તેમ થાય તોપણ સત્ય જ બોલવું એવો એક વાર નિશ્ચય કરે છે તે જ્યાં સુધી સાવધાન રહે છે, ત્યાં સુધી તો સત્યજ બોલે છે. પણ વ્યવહારનાં અનેક કામમાં તે પોતે કરેલી સત્ય બોલવાની પ્રતિજ્ઞાને ભૂલી જાય છે- અને પ્રાપ્ત થતા લોભને લીધે રહેજ જુઠું બોલવું એમાં શું, એમ ધારી અસત્ય બોલી દે છે, કરેલી પ્રતિજ્ઞાને તોડે છે. પણ જો તેને સત્ય બોલવાની ટેવ જ પડી હોય છે તો જરૂર તે ગમે તેવા વ્યવહારમાં લીન થયેલો હોય છે તો પણ સત્યજ બોલે છે. ભૂલે ચુકે પણ અસત્ય બોલતો નથી. કરેલા નિશ્ચયાનુસાર સાવધાનતા રાખી વર્ત્તન સેવવાથી તે પ્રમાણે વર્ત્તવાની ટેવ પડી જાય છે ત્યારે પછી તે ભૂલેચુકે પણ વિરૂદ્ધ વર્ત્તન સેવતો નથી.

મનુષ્યે પોતે જેવા પ્રકારના વિચાર કરવાની ઇચ્છા હોય તેવા વિચારો વારંવાર કરી કરીને તેવા ટેવી પાડવી, તેવું વર્ત્તન સેવવાની ઇચ્છા હોય તેવી રીતે વારંવાર વર્તી તેવી ટવો પાડવી. જ્યારે

તે ટેવો સ્વભાવસિદ્ધ થઇ જાય છે ત્યારે પછી તેનું જીવન ટેવો પ્રમાણે ઘડાય છે.

બાળકોને નાનપણમાં જેવી ટેવો પાડવામાં આવે છે તે અનુસાર તેનું મોટી ઉમ્મરે જીવન ઘડાય છે. ઘણે ભાગે સારી સોબતથી સારા સંસ્કારો પડે છે, સારા વાંચનથી સારા સંસ્કાર પડે છે. ઉચ્ચ જીવન ગાળનારના સંસર્ગમાં રહેવાથી ઉચ્ચ સંસ્કારો પડે છે અને એ સંસ્કારાનુસાર વર્ત્તવાની તેને ટેવો પડી જાય છે જો બાળકને સારી સોબતમાં ઉછેરવામાં આવે, ઘરનાં સ્ત્રી પુરુષો ઉચ્ચ જીવન ગાળનાર હોય તો બાળક જરૂર મોટી ઉમ્મરે ઉચ્ચ જીવન ગાળનાર થવાનું. જો બાળકનાં માતા પિતા સગાં સંબંધી નીચ આચાર વિચારનાં હોય તેમ તે બાળકને નાનપણથી ખરાબ આચાર વિચાર સેવનાર બાળકોના સંગમાં રહેવાનું થાય તો તે બાળકો મોટી ઉમ્મર થતાં જરૂર દુરાચારી થવાનાં. કારણ કે નાનપણમાં બીજાના વર્ત્તનના જે સંસ્કારો તેનામાં પડે છે તે પ્રમાણે વર્તવાની તેને ટેવો પડી જાય છે. મનુષ્યનું જીવન તેના વિચારાનુસાર ઘડાય છે. જો તે શુભ વિચારો કર્યા કરે તો જરૂર તેનું વર્ત્તન પણ ઉચ્ચ થવાનું જ. બુદ્ધિમાન અને મૂર્ખ મનુષ્યોમાં માત્ર વિચાર અને વર્તનનોજ ભેદ હોય છે. બુદ્ધિમાન મનુષ્ય પોતે જેવા વિચારો કરે છે તે પ્રમાણેજ ચાલનાર હોય છે. પોતાના વિચાર અને વર્ત્તન પોતાના નિશ્ચય પ્રમાણે જ હોય છે. અને મુર્ખ મનુષ્યો પોતાના વિચાર અને વર્તનને પોતાને વશ રાખી શકતા નથી પણ પોતે પોતાના વિચારોને વશ થઇ જાય છે.

બુદ્ધિમાન મનુષ્ય પોતાના વિચારોને પોતાના કોઇ ઉત્તમ કાર્યને પૂર્ણ કરવામાં જોડે છે અને બાહ્ય વિષયોને તે વશ થતા

નથી. મૂર્ખ મનુષ્યો બહારના પદાર્થો જોઇને તેને જે વિચારો ઉત્પન્ન થાય છે. તે વિચારાનુસાર ચાલે છે. અને લોભ, ક્રોધ, મોહ, મદને વશ થઇ પોતાના જીવનને નીચું બનાવી દે છે.

પ્રમાદ અને અસાવધાનતાથી મનુષ્યને વારંવાર નિષ્ફળતા મળે છે, અને ધારેલું કામ સિદ્ધ થતું નથી. ઇષ્ટોપાસના સંધ્યાદિ નિત્ય કર્મ, દેવદર્શન વિગેરે કરનાર પણ જો પોતે શુભ વિચાર સેવવા ઉપર લક્ષ નથી આપતા, તો તેમણે કરેલાં સત્કાર્યો પણ નિષ્ફળ નીવડે છે. જીવનને સુધારનાર ઉચ્ચ વિચાર છે. શુભ વિચારથી જ ઉચ્ચ જીવનની પ્રાપ્તિ થાય છે અને જ્યારે ઉચ્ચ જીવન પ્રાપ્ત થાય છે ત્યારે જ મનુષ્યને સાચા સુખની, સાચી શાંતિની પ્રાપ્તિ થાય છે.

જે મનુષ્યો ઉચ્ચ આદર્શને રાખી શુભ વિચાર અને શુભ આચારનું સેવન કરવાની સાવધાનતા રાખે છે તે મનુષ્યનું જીવન ઉચ્ચ અને વિજયી બની શકે છે. દરેક મનુષ્યે પોતે ઉચ્ચ વિચારને સેવી ન્યાયી બનવું. પરિણામનો વિચાર કરી કાર્ય કરવું. પોતે કેવા થવું છે તે લક્ષમાં રાખી પોતાના જીવનના ઉચ્ચ વિચાર અને આચારનું સેવન કરવું. મનુષ્યે પોતાનામાં દયાની સાથે જ્ઞાન અને વિવેકને પણ ધારણ કરવાં એ ત્રણને એક રૂપ કરનાર ઉચ્ચ જીવનના અધિકારી બને છે.

જ્યારે મનુષ્યની સ્થિતિ સારી હોય છે ત્યારે તો તે ધર્મિષ્ઠ અને સદ્ગુણી રહેવા પ્રયત્ન કરે છે પણ દુઃખી સ્થિતિમાં જ્યારે તે સદ્ગુણી, ધર્મિષ્ઠ, સત્યવાદી અને દયાળુ રહી શકે ત્યારે જ તેના તે સ્વભાવિક ગુણ ગણાય. મનુષ્યને કરેલા નિશ્ચયથી ભ્રષ્ટ કરાવનાર તેના ચંચળ વિચારો છે, એક વાર કરેલા નિશ્ચયને ચંચળ મન

ભમાવી દે છે પણ જો તે દૃઢ નિશ્ચયી થાય અને મનને સ્થિર કરે તો જરૂર ધારેલાં કાર્ય પાર પાડી શકે

મનુષ્યે દયા અને પરોપકાર વૃત્તિનો ત્યાગ ન કરવો સત્યથી ચાલવાનો દૃઢ નિશ્ચય રાખવો ગમે તે વ્યવહારમાં હાનિ આવે, અથવા લાખો રૂપિયા મળવાનો સંભવ હોય, તો પણ તેણે કરેલા ઉત્તમ નિશ્ચયથી ભ્રષ્ટ ન થવું, તેણે અન્યનું ભલુ કરવાની ટેવ પાડવી જે મનુષ્યોને અન્યનું ભલું કરવાની ટેવ પડી ગયેલી હોય છે તેને આ સંસારમા કશી વિપત્તિ આવી પડતી નથી.

મનુષ્યે હંમેશાં હૃદયથી તેમજ બુદ્ધિથી સદ્‌ગુણી થવું. હૃદયના સદ્‌ગુણો બુદ્ધિના સદ્‌ગુણો વગર સુરક્ષિત રહી શકતા નથી. બુદ્ધિમાં પણ માનસીક આવેગોની માફક અવગુણ હોય છે. જેવી રીતે કામ અને ભોગવિલાસ સાચા પ્રેમના વિરોધી હોય છે તેવી જ રીતે વાક્જાલના નિરર્થક વાદવિવાદો પણ બુધ્ધિના વિરોધી છે. ન્યાય-શાસ્ત્રની બારીકી અને તત્વજ્ઞાનના ગુઢ તત્વોની સિધ્ધિ માટે તમને સુક્ષ્મમાં સુક્ષ્મ વિષય ઉપર વિચાર કરવાથી ભલે આનંદ થતો હોય ઇશ્વરના સ્વરૂપનો નિર્ણય આમ છે, વેદમાં મૂર્તિપૂજા નથી કે છે તેના સંબંધી નિર્ણય આમ છે, આવા વાદવિવાદો તમને વિદ્વાનમાં ખપાવનાર ભલે તમે ગણતા હો, પરંતુ તેથી આત્માને તો તે વખતે સાચી શાન્તિ નથી મળતી, જ્યાં સુધી તમે સદ્વિચાર અને સદાચાર સેવી ધર્માચારનું પાલન નથી કરતા ત્યાં સુધી તમને વાદવિવાદ માત્ર કર્યા કરવાથી સાચી શાન્તિ કદી નહિ મળવાની. સાચી શાંતિ, સાચું સુખ શાસ્ત્રોના વાદવિવાદમાં નથી પણ તમારા સદ્વિચાર અને સદ્વર્તન ઉપર આધાર રાખે છે.

જેમ દિવસે આકાશમા દૂર દેશમાં ભ્રમણ કરનાર પક્ષિઓ

જ્યારે પોતાના માળામાં આવે છે ત્યારેજ સુખથી રાત ગાળે છે, તેવી રીતે જ્ઞાનવાન્નીને વ્યર્થ શબ્દાડંબર અને તર્કવિતર્કમાં સુખ નથી મળતું પણ જ્યારે તે સદ્દગુણને ધારણ કરી ઉચ્ચ જીવન વિતાવે છે ત્યારે જ સાચી શાંતિ સાચું સુખ મળે છે.

મનુષ્યે જ્યાં સુધી પોતાના મનને વશ કર્યું નથી હોતું, ત્યાં સુધી મન પોતાને ફાવે તેમ વર્ત્તે છે. જો તે મનને વશ વર્ત્તાવી શકે તોજ તે સદાચારી થઇ શકે. મન ઉપર સદાચારના સંસ્કારો પડે છે ત્યારે જ તે વ્યવહારમાં સદાચારી થઇ શકે છે, સત્ય અને અસત્ય વસ્તુનું જ્ઞાન મેળવવું. અસત્ય વિષયોની મમતા છોડી સત્ય એવા જે વિશ્વનિયંતા તેમના પ્રતિ જોડતાં શીખવું.

ઘણા મનુષ્યો બીજાના આચાર વિચારની ખોડો કાઢી શકે છે, બીજાના દોષો તેમને ઝટ સૂઝે છે, પણ પોતાનામાં તેવી ખોડો કે તેવા દોષો છે કે નહિ તેનો કદી વિચાર કરતા નથી. જ્યાં સુધી મનુષ્ય પોતાના દોષો પ્રતિ લક્ષ આપતો નથી, ત્યાં સુધી તે સુધરી શકતો નથી જ્યારે તે પોતાના વર્તનની બારીકાઇથી તપાસ રાખે છે ત્યારે જ તે સત્ય માર્ગે ચાલી શકે છે.

મનુષ્યે પોતાના મનમાં ઉચ્ચ વર્ત્તનના સંસ્કારો પાડી તેવું ઉચ્ચ વર્તન સેવવાની ટેવો પાડવી ભૂલે ચૂકે પણ તેણે અયોગ્ય આચારવિચારનું સેવન ન કરવું. જો તે ઉચ્ચ સદ્દગુણો ધારણ કરી ઉચું જીવન ગાળવાની ટેવ પાડશે તો પછી તે પ્રમાણે વર્ત્તવાને તે ટેવ પડી જશે, તેમને કોઇ પણ રસ્તે ચાલવાની જ્યાં સુધી ટેવ પડી હોતી નથી ત્યાં સુધી જ તે અવળે માર્ગે ચાલે છે વારંવાર સત્ય બોલવાથી સત્ય બોલવાની ટેવ પડી જાય છે. પ્રથમ અસત્ય ન બોલાઇ જવાય તેને માટે શરૂઆતમાં કાળજી રાખવી પડે છે,

પણ ટેવાઈ ગયા પછી સાવધાનતાની વધુ જરૂર પડતી નથી પછી તો અસત્ય બોલતાં તરતજ સંકોચ ઉત્પન્ન થાય છે.

મનુષ્યે હંમેશા ભલા થવું અન્યનું ભલું કરવાની ઇચ્છા રાખવી. જેમને અન્યનું ભલું કરવાની ટેવ પડી ગઇ હોય છે તે શત્રુ મિત્રને સરખા ગણે છે. તે શત્રુનું પણ ભલું કરવા ઇચ્છે છે. તે ભલાઇના ગુણો સાથે દયાળુ બને છે અન્યના દુઃખ દૂર કરવાનું તેને મન થઇ આવે છે. મનુષ્ય જેવી રીતે વર્ત્તવાની ટેવ પાડે છે તેવી રીત વર્તે છે.

મનુષ્ય માત્રે બીજાના દોષો જોવાની ટેવ છોડી દેવી પણ અન્યના ગુણ જોવાનો અભ્યાસ કરવો, પોતાનામાં દોષો હોય તો તેનો તરત ત્યાગ કરવો. દરેકને પોતાનામાં શું દોષો છે તેની ખબર તો હોય છેજ. છતાં પણ તે આંખ આડા કાન કરે છે. અને બીજાના જરા સરખા દોષને મહાભારત રૂપ આપે છે, બીજાના દોષોનું ચિંતન કરવાથી તે દોષો આપણામાં આવે છે પોતાના દોષો ઉપર બારીક નજર રાખવી અને દરરોજ સાંજે વિચાર કરવો કે આજે આપણામાં અમુક દોષો જણાય છે. તે ફરી ન થવા પામે તેવી સાવધાનતા રાખવી ઘણા લખકો અને ઘણા વક્તાઓ અન્યને ઉપદેશ આપે છે, છતાં એ ઉપદેશની અસર અન્યના ઉપર થતી નથી કારણ કે તે તે લેખક કે વક્તામાં તેવા ગુણ હોતા નથી. કથા કહેનાર સત્ય બોલવાનો ઉપદેશ આપે અને પોતાને રહેજ રહેજ બાબતમાં અસત્ય બોલવા સંકોચ ન થાય તો તેના ઉપદેશની અસર સાંભળનાર ઉપર થતી નથી. માટે મનુષ્યે હંમેશાં સદ્ગુણી થવું ઉચ્ચ આચારવિચાર સેવવા અને આત્મજ્ઞાન મેળવવા હમેશાં પ્રયત્નશીલ રહેવું.

જેમનું હૃદય શુદ્ધ અને અન્ય પ્રતિ તિરસ્કાર કે દ્વેષથી રહીત

છે જેઓ સર્વની સાથે પ્રેમપૂર્વક પ્રીતિ રાખી વર્તે છે તેમને જ ખરી શાંતિનો અનુભવ થાય છે. સર્વની સાથે પ્રેમ રાખવાનો ઉપદેશ કરનાર વક્તા ઘેર પોતાની સ્ત્રી સાથે કે કુટુંબી સાથે ક્રોધ પૂર્વક વ્યવહાર ચલાવતો હોય, અન્ય પ્રતિ દ્વેષ રાખતો હોય તો તેના પ્રેમના ઉપદેશની અસર બીજાને થતી નથી તેમ તેને પ્રેમના ગુણોનો લાભ મળતો નથી.

ઘણાં શાસ્ત્રનાં પુસ્તકો વાંચે કે રોજ કથામાં જઈ સાધુ સંતોની કથા સાંભળી તેથી સાચું જ્ઞાન મળતું નથી વાંચવાથી જ્ઞાન ન મળે, જ્યારે વાંચેલું અને સાંભળેલું આચારમાં ઉતારે ત્યારેજ યથાર્થ જ્ઞાન મળે છે, તે સિવાય વાંચેલું અને સાંભળેલું સર્વ નકામું છે જ્ઞાની તો સદાચારી થઈ શકે છે સદાચારથી સ્વર્ગીય જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. નમ્રતા મનુષ્યની બુદ્ધિના ડામાડોળ વિચારો અને મિથ્યા અભિમાનનું શમન કરે છે.

મનુષ્યની પરીક્ષા તેના વર્તનથી થઈ શકે છે, દુરાચારી મનુષ્ય તેમ સદાચારી મનુષ્ય ઢાંકયો રહેતો નથી તે તરત તેના આચાર વિચારોથી ઓળખાઇ જાય છે દુરાચારી મનુષ્યને દુઃખ અને અશાંતિ છોડતી નથી તેને સ્થાયી સુખ મળતું નથી તે અન્યાય વર્તન સેવી સુખની આશા રાખે છે, અશુદ્ધ આચાર સેવી કામ ક્રોધાદિ દૂષણના વિચારોનું સેવન કરી સાચી શાંતિ મેળવવા ઇચ્છે છે, પણ જ્યાં સુધી તે અશુભ વિચારો અને અશુભ આચારોને છોડતો નથી ત્યાં સુધી તેને સાચી શાંતિ કે સત્ય સુખ નથી મળતું

આવા મનુષ્યોને દુઃખ આવે છે ત્યારે તે સમજે છે કે બીજા લોકો મ્હને હાનિ કરવા તત્પર રહે છે પણ તે નથી સમજતા કે એ દુઃખ પોતાનાજ અશુભ આચાર અને દુરાચારનું રૂપ છે. દુર્ગુણો

નું રક્ષણ કરવાનું તેનામાં બળ નથી હોતું તે પોતાને દુઃખ આપ નાર બીજા છે એમ માની તેમની નિંદા કરે છે, તેમના પ્રતિ ક્રોધ કરે છે, તેમની સાથે દ્વેષ રાખે છે અને દુઃખથી બચવા માટે વધુને વધુ દુરાચારી બને છે તેની નિંદા કરનારની તે વધુ નિંદા કરે છે. જે લોકો તેને દોષવાન કહે છે તેમના દોષ તે વધુ શોધી કાઢે છે. કોઇ તેના સામે ગુસ્સે થાય છે તો તે સામે તેને ગળો દઇ મારવા ઉપડે છે, એવી રીતે તે પોતાને દુઃખ દેનાર અન્યને માની તેમની સાથે ઝઘડા કર્યા કરે છે, એમ એમ તે વધુ દુઃખી થાય છે, એ સર્વ અજ્ઞાનતાનું ફળ છે. પોતાને આવી મળતું દુઃખ પોતાની અજ્ઞાતાથી મળે છે એમ તે માનતા નથી અને અન્યનો દોષ કાઢે છે.

જે લોકો શુભ વિચાર અને શુભ આચારને સેવનારા હોય છે તે કદી કોઇનો દોષ કાઢતા નથી. અન્યના દોષ જોવાની ટેવ વાળા મનુષ્યોમાં અન્યના દોષ પ્રવેશ કરે છે જેમને બીજાના દોષો જોવાની ટેવજ હોતી નથી તેમનામાં દોષો પ્રવેશ કરી શકતા નથી. માટે મનુષ્યે હમેશાં અન્યના ગુણ જોવાનો અભ્યાસ કરવો. અન્યના દોષનું ચિંતન મૂકી દેવું તો જ તેમનામાં ઉચ્ચ ગુણો આવે છે. વારંવાર ગુણનું ચિંતન કરવાથી તે ગુણો પોતાનામાં પ્રવેશ કરે છે. અને અંતે ગુણોનું વારંવાર સેવન થતાં ત પ્રમાણે વર્ત્તવાની ટેવ પડી જાય છે. જ્યારે ટેવ પડી જાય ત્યારે તે ગુણ સ્વભાવસિદ્ધ થઇ જાયછે.

મનુષ્યે હંમેશા ઉચ્ચ આદર્શ સેવી ઉચ્ચ થવા પ્રયત્ન કરવો, ઉચ્ચ વિચાર સેવી તે વિચારાનુસાર ઉચ્ચ આચાર સેવવા વારંવાર અભ્યાસ કરવાથી તેનું જીવન ઉચ્ચ ઘડાયછે ઉચ્ચ જીવનના પરિણામે મનુષ્ય ઉચ્ચ બની અંતે અખંડ સુખ પ્રાપ્ત કરે છે.

## પ્રકરણ ૧૭ મું

### દૈવી સંપત્તિવાન મનુષ્યો.

સર્વ ધર્મોમાં વિદ્યા અને જ્ઞાન મેળવવાનું કહેલું છે. સર્વ પ્રકારનાં વ્યવહારિક અને પારમાર્થિક કાર્યો કરવામાં તેની જરૂર પડે છે દરેક કાર્ય કરવાનો ઉદ્દેશ પોતાની ઉન્નતિ કરવાનો છે જે સ્થિતિમાં આપણો જન્મ થયો હોય અને હાલમાં આપણે જે સ્થિતિમાં હોઇએ તેમાંથી આપણે ઉંચી સ્થિતિને પ્રાપ્ત કરીએ એ આપણો ઉદ્દેશ હોવો જોઇએ. પશુઓ સ્વર્થી હોય છે આપણે પણ જો સ્વાર્થી બનીયે અને પશુઓના ગુણ આપણામાં રાખીએ તો આપણામાં અને પશુમાં ફેર નહિ, પણ આપણે મનુષ્યત્વના ઉત્તમ ગુણોને પ્રાપ્ત કરી હંમેશાં આગળ અને આગળ વધવું જોઇએ, મનુષ્યત્વથી ઉત્તમ દેવત્વ ગણાય છે. તપથી મનુષ્યો દેવત્વને પ્રાપ્ત કરી શકે છે.

આપણે મનુષ્યોમાં પણ ઘણા મનુષ્યોને સારા વિચાર વગરના પશુતુલ્ય ગુણવાળા જોઇએ છીએ. તેમ સારા વિચારવાળા, શુભ આચાર વાળા, પવિત્ર હૃદયના એવા દૈ ગુણોવાળા પણ ઘણા મનુષ્યોને જોઇએ છીએ. પવિત્ર મહાપુરૂષો, સાધુ સંતો, સર્વ પ્રતિ પ્રેમ રાખવાના

સ્વભાવવાળા, રાગ દ્વેષનો ત્યાગ કરેલો હોય છે તેવ, ઘણા મનુષ્યો મનુષ્યદેહમાં પણ દેવત્વને મેળવી શકે છે. તેમ દેખવામાં આવે છતાં નિર્દય, લોભી, વ્યભિચારી, દુર્ગુણી વગેરે એવા ઘણાય શુ જેવા સ્વભાવના મનુષ્યોને આપણે જોઇએ છીએ. આવા મનુષ્યોએ મનુષ્યત્વ ખોઇ પશુત્વ મેળવ્યું હોય છે.

શ્રી કૃષ્ણભગવાને સ્વમુખે ભગવદગીતાના સોળમા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागशांतिरपैशुनम् ॥
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ॥
भवंति संपदं दैवीमाभिजातस्य भारत ॥ ३ ॥

નિર્ભયતા, ચિત્તશુદ્ધિ, જ્ઞાન અને યોગમાં એકાગ્રતા, દાન ઈંદ્રિયનિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ સરલતા, અહિંસા સત્ય, ક્રોધરહિત રહેવું, ત્યાગ, ઉદારપણું, શાંતિ, કપટ ન કરવાપણું, ભૂતમાત્ર ઉપર દયા, વિષય લોલુપતાનો ત્યાગ, નમ્રતા; લજ્જા, નિરર્થક વ્યાપાર ન કરવો, તેજસ્વિતા,ક્ષમા, ધૈર્ય, પવિત્રતા, અદ્રોહ, અને માનીપણાનો અભાવ એ લક્ષણો દૈવી સંપત્તિવાન મનુષ્યમાં હોય છે. અને

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेवच
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥४॥

દંભ, ગર્વ અભિમાન, ક્રોધ, કઠોરતા, અને અજ્ઞાન, લક્ષણો આસુરી સંપત્તિમાં જન્મેલા પુરૂષોમાં હોય છે,

ઉપરનાં શ્રી ભગવાનનાં વચનોથી આપણે સમજી શકીયે કે

કેવા ગુણુ વાળા મનુષ્યો દેવ તુલ્ય છે અને કેવા ગુણવાળા મનુષ્યો પશુતુલ્ય છે. જેમને મનુષ્ય દેહમાં જ દેવત્વ પ્રાપ્ત કરવું હોય તેમણે ઉપર બતાવેલા દૈવી સંપત્તિવાળા પુરૂષોનાં લક્ષણો ગ્રહણ કરવાં, અને જેમનામાં ઉપર પ્રમાણે આસુરી સંપત્તિવાળાનાં લક્ષણો હોય તેમણે તેનો ત્યાગ કરવો.

જેઓ શ્રી ભગવાનનાં વચનો અનુસાર દૈવી સંપત્તિવાનનાં લક્ષણો પોતાનામાં ધારણ કરે છે તેઓ પોતાની ઉન્નતિ સત્વર સાધી શકે છે. આ ગુણો દરેક મનુષ્ય પોતે ધારણ કરી શકે એવા છે. પૂર્વે મહાપુરૂષોએ આ ગુણો પોતાનામાં ઉતારેલા તેથી જ તેઓ દૈવી પુરૂષો થઇ ગયા છે. અને આપણે તેમને અત્યારે ઇશ્વરાવતાર રૂપે, આચાર્ય રૂપે, મહાપુરૂષ રૂપે પૂજીએ છીએ. આપણે જેવા થવું હોય તેવા ગુણોને આપણે આપણામાં પ્રકટાવવાનો અભ્યાસ રાખવો.

ઉપરના શ્લોકમાં સર્વથી પ્રથમ અભય મેળવવાનું જણાવ્યું છે. મનુષ્યે સર્વથી પહેલાં નિર્ભયતા મેળવવી. હવે આપણે જોઇએ કે મનુષ્યમાં એ ભય કયથી પેસી ગયો. શ્રુતિમાં કહ્યું છે કે: " **द्वितियाद्वै भय भवति** " અર્થાત કોઇ બીજાના હોવાથી ભય થાય છે. એટલે જો આપણે આખા વિશ્વમાં એક પરમાત્માને જ વ્યાપક માની લઇએ અને આપણા શરીરના મરવા અને જીવવાનાં આધારરૂપે પણ તેનેજ માની લઇએ; આ આત્મા અજર અમર છે એવી દ્રઢ શ્રદ્ધા રાખીએ તોપછી ભય શી રીતે રહે ? પરમાત્મા સિવાય બાજુ કોઇજ નથી તો પછી બીજાનો ભય શો !

આપણે જ્યાં સુધી પરમાત્મા ઉપર શ્રદ્ધા રાખતા નથી ત્યાં સુધીજ ભય છે વ્યવહારમાં અનેક વિપત્તિઓ આવે છે. એ વાત સાચી પણ મનુષ્યે તે વિપત્તિઓને ટાળવાનું બળ, અને સાહસ

મેળવવું, દુર્બળતા, સાહસહીનતા, અને ભયશીલ શંકાશીલ રહેવું એ મહા અવગુણો છે, એ અવગુણોને લીધેજ મનુષ્ય વારંવાર ડરી જાય છે, તેથીજ તેને અનેક પ્રકારના ભય સતાવે છે, એ ભયના સંસ્કારો નાનપણથી બાળકનામાં પડે છે તે મોટી ઉમ્મરે તેને વધુ સતાવે છે.

શંકાશીલ મનુષ્યને જે તે વાતમાં ભય લાગે છે. જેમને ઈશ્વર ઉપર શ્રદ્ધા હોય છે, પોતાના બળમાં વિશ્વાસ હોય છે તે સદા નિર્ભય રહે છે. દરેક મનુષ્યે પોતાના બાળકોને નાનપણમાંથી જ નિર્ભયતાના સંસ્કારો પાડવા ભયની વાત કરવી જ નહિ, માબાપોએ તેમને ભય બતાવવો નહિ, જેમ બને તેમ બાળકોને નિર્ભય રહે એવા સંસ્કારો નાંખવાથી મોટી ઉમ્મરે મનુષ્ય નિર્ભય થાય છે પછી તેને કશાથી ભય લાગતો નથી.

ઘણીવાર માબાપ જ બાળકોને નાની નાની બાબતોમાં ભય બતાવે છે અને તેથી તે બીકણ બની જાય છે. ભય એવી કશી વસ્તુજ નથી. જ્યાં સર્વત્ર ઈશ્વર વ્યાપ્ત છે, ઈશ્વર આપણું રક્ષણ કરનાર આપણી સાથેજ છે, પછી ભય શી વાતનો? ઘણાને રાત્રે અંધારામાં જતાં ડર લાગે છે. પણ તે ડર છોડીને વારંવાર અંધારામાં જવાનો અભ્યાસ કરે તે પછી તેનો ડર ભાંગી જાય. બાળકોને રાત્રે અંધારામાં ચોરની કે ભુતની બીક લાગે છે. આવા સંસ્કારો માબાપોજ તેને પાડે છે પણ તેવી જગોએ ફાનસ લઈ એક બે વાર જવાથી પછી વગર ફાનસે પણ જવાનો અભ્યાસ પડે છે અને ભય ભાગી જાય છે.

આ સંસારમાં સુખ, સંપત્તિ, સર્વ પ્રાપ્ત હોય છતાં પણ જો મનુષ્ય બીકણ હોય છે તો તેને ખરું સુખ મળતું નથી તેણે પ્રથમ નિર્ભયતા મેળવવી જોઇએ તે જ તે યથાર્થ સુખનો લાભ

મેળવી શકે છે. વ્યવહારનાં કાર્યોમાં વેપારઉદ્યોગમાં પણ ભયનો ત્યાગ કરવો. શંકાશીલ સ્વભાવ છોડી દઇ સાહસી બની નિર્ભયતા મેળવવી.

ખરી રીતે તે ભયના વિચારો જ મનુષ્યને ભયભીત કરી મૂકે છે. ભય જેવું કશું હોતું નથી છતાં મનુષ્ય માત્ર ભયના વિચાર કરી કલ્પનામાં ભયનું ચિત્ર ખડું કરી દે છે. માટે મનુષ્યે નિર્ભયતાના વિચાર સેવવા. કોઇ વાતનો ભય ન રાખવો, જેને જે વાતનો ડર હોય છે તેની સામે ભયનું ચિત્ર ખડું થાય છે, જે નિર્ભય હોય છે, તે સદા વિજયી હોય છે. રોગીઓને પણ જો ભય પેસી ગયો તો તે રોગ ઘર કરી બેસે છે, પણ જો તેને ભય ન હોય તો રોગ જરૂર ચાલ્યો જાય છે, નિર્ભય મનુષ્યથી સિંહ વાઘ વગેરે હિંસક પશુઓ પણ ડરે છે. કહ્યું છે કે: " એક મરણીયો સોને ભારે " એટલે એક નિર્ભય મનુષ્ય સો મનુષ્યોને હરાવી શકે છે.

ભયને દુર કરવાનો એક સર્વોત્તમ ઉપાય એ છે કે: મનુષ્યે જાતે નિષ્પાપી થવું. જુઠું બોલવું નહિ. કપટ પ્રપંચનો ત્યાગ કરવો અને હંમેશાં સત્યનું પાલન કરવું જો તે આટલા ગુણો ધારણ કરશે તો પછી તેની પાસે ભય આવી શકશે નહિ, જો આપણે કોઇને હાનિ નહિ કરીએ, કોઇની સામે અસત્ય રીતે નહિ વર્ત્તીએ, તો પછી આપણે ડર શો હોય ? કહેવત છે કે: ચોરનું જ્યાં ત્યાં ભય છે, ભય તો પાપથી જ લાગે છે, પાપ ન કરીએ તો પછી ભય શો ? જ્યાં સુધી આપણામાં પાપનો અંશ હોય છે ત્યાં સુધીજ આપણને રાજ્યનો; સમાજનો કે ઇશ્વરનો ડર હોય છે, પણ જ્યાં પાપનો અંશ પણ હોતો નથી એવા મહાપુરૂષો સદા નિડર રહી શકે છે, આપણે નિડર થવા પાપ માત્રનો ત્યાગ કરવો ઘટે છે.

ઇશ્વરનું ભજન ઉપાસના એ ભયને નિવારવાનું સર્વોત્તમ સા-

શન છે. આપણે જો ઇશ્વરના ભક્ત બનીએ, તેનું જ શરણ ગ્રહણ કરીએ, આપણું જીવન ઇશ્વરીય સિદ્ધાંતો અનુસાર ગાળીએ તો પછી ભય આપણાથી જરૂર સેંકડો ગાઉ દુર જતો રહે.

ઉન્નતિના ઉપાયોમાં અભયને મુખ્ય સ્થાન એટલા માટે આપવામાં આવ્યું છે કેઃ એક તો ભગવાને પોતે દૈવી સંપત્તિઓમાં તેને પ્રથમ સ્થાન આપ્યું છે, અને બીજું આપણામાં ભય આપણા નાનપણથી ઘર કરી રહ્યો છે. માટે તેનો ત્યાગ કરવો જોઇએ બધા કરતાં હિંદુઓમાં ભય વધુ જણાય છે. તેઓ પોતે પોતાનું તેમ સ્ત્રીઓ અને બાળકોનું રક્ષણ પણ કરી શકતા નથી, ભય જણાતાં સ્ત્રીપુત્રાદિને ભયમાં મુંકી પોતે બચી જવા નાસી જાય છે એ આપણી નિર્બળતા સૂચવે છે. માટે આપણે આપણામાંથી આપણાં બાળકોમાંથી, સ્ત્રીઓમાંથી અને સમાજમાંથી ભય માત્રને હાંકી કાઢી નિર્ભય બનવું ઘટે છે.

જ્યારે આપણે નિર્ભય થઇ વિચરતાં શીખીશું ત્યારેજ આપણી ઉન્નતિ કરી શકીશું. આગળ વધવા માટે નિર્ભયતાની પ્રથમ જરૂર છે.

---


# હિંદુસ્તાનની તીર્થયાત્રા

અને

## મુસાફરીનો ભોમીઓ.

આ પુસ્તકની અંદર હિંદુસ્તાનમાં આવેલાં હિન્દુ, મુસલમાન, જૈનો વિગેરેનાં યાત્રાનાં સ્થળો, ત્યાં કયે કયે રસ્તે જવાય છે, બીજાં જોવા લાયક સ્થળો, વપારની કઈ કઈ વસ્તુઓ દેશાવર જાય છે વિગેરે ઉપયોગી હકીકતો છે.

સચિત્ર કીંમત ૭—૦—૦

ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ.

# પ્રકરણ ૧૮ મું

## આત્મસુખની પ્રાપ્તિ.

મનુષ્યે પોતાના સુખને માટે હંમેશાં લક્ષમાં રાખવું કે: આ શરીર અને નજરે દેખાતા સર્વ પદાર્થો અનિત્ય છે, માત્ર શરીરમાં રહેલો અભિમાની એ જ તે પોતે છે. એ અભિમાની તેજ આત્મા છે, એ આત્મા સર્વ પ્રાણીમાત્રમાં વ્યાપ્ત છે, તમારા શરીરમાં જે આત્મા છે તેજ બીજાં પ્રાણીમાં પણ છે, એ આત્માને શરીરથી ભિન્ન માની વ્યવહાર કરનાર સુખી થાય છે.

મનુષ્યે સદા પ્રયત્નશીલ રહેવું, આ સંસારના પદાર્થો મેળવવા યત્ન કરવાની જેટલી જરૂર છે, તેથી વિશેષ પોતાના આત્માનું જ્ઞાન મેળવવા માટે યત્ન કરવાની જરૂર છે, મનુષ્યો પોતે પોતાને ભૂલી જાય છે અને તેથી તે જન્મારા સુધી માત્ર પોતાના શરીરને માટે સુખ શોધ્યાં કરે છે. જે શરીરને માટે તે સુખ ઇચ્છે છે તે શરીર અમુક મુદત સુધી જ ટકવાનું છે. જેમ આપણે કોઇ મકાન વીસ વર્ષને કે સો વર્ષને માટે પટો કરી ભાડે રાખીયે અને તેમાં રહેતા હોઇએ તેમ આ શરીર પણ પોતાનું આયુષ્ય જેટલું હોય, ત્રીસ, ચાલીસ, પચાસ કે સો વર્ષ સુધી પટે રાખેલું છે, એ ભાડાની મુદત પુરી થતાં પર

છોડી દઇ બીજું ઘર શોધવું પડે છે; તેમ આ વર્ત્તમાન દેહમાં રહેવાની મુદત-આયુષ્ય પુરૂં થતાં શરીરને અહીં છોડી દઇ તેમાં રહેલા આત્માને બીજે જવાનું છે એ વાત હંમેશાં લક્ષમાં રાખી વ્યવહાર સેવનાર સુખી થાય છે.

મનુષ્યો જે કરે છે તે પણ શરીરને માટે. જે શરીર મૃત્યુના સ્વભાવવાળું છે તેને સુખ આપવા માટે તે પાપકર્મો પણ કરે છે, તે શરીર છુટે છે, પણ કરેલાં પાપકર્મનાં ફળ હંમેશાં સાથે રહે છે, એ વાત તે ભૂલી જાય છે. જેઓ આત્માને નીત્ય અને શરીરાદિને અનિત્ય માને છે, તે વર્ત્તમાન શરીરમાં પાપકર્મ કરતા નથી, જેમને આ જન્મમાં પોતાના આત્માનો સાક્ષાત્કાર કરવો હોય છે પોતાનું ચારીત્ર્ય ઉચ્ચ રાખે છે, પ્રયત્ન કરે છે, ધન મેળવે છે પણ નીતિથી, તે હંમેશાં પાપ કર્મથી ડરે છે.

મનુષ્યો હાલ જે કાંઇ કામ કરે છે તે શક્તિથી, એ જો પોતાના મનુષ્ય-ત્વને ભુલી ઇશ ત્વનો અનુભવ કરવા યત્ન આદરે તો તેનામાં આત્માની અલૌકિક શક્તિઓ જરૂર જાગ્રત થાય, આત્માની શક્તિયોથી મનુષ્ય જે ધારે તે કાર્ય સિદ્ધ કરી શકે છે. આત્માની શકિત જ્યારે આત્મસાક્ષાત્કાર થાય ત્યારે મળી શકે, આત્મસાક્ષાત્કાર કરવા માટે પ્રથમ તો મનુષ્યે શુદ્ધ આચાર પાળવો, શુદ્ધ વિચારનું સેવન કરવું. મનુષ્ય શરીર ઉત્તમ આચાર વિચારથી આત્મશક્તિને જાગ્રત થવાના સાધન રૂપ થઇ શકે છે. જેઓ ગમે તેમ વર્તે છે, શુભ વિચારને બદલે કામ ક્રોધ, લોભ, મોહ, રાગ, દ્વેષ, અહંકાર વિગેરેનું સેવન કરે છે, જેઓ સત્ય, નીતિ, ન્યાયપણે વર્ત્તવાને બદલે અસત્ય, અન્યાય અને અન્યને હિંસા કરવા વિગેરેનાં કાર્ય કરે છે, તેવાના શરીરમાં આત્મશક્તિયો જાગ્રત થઇ શકતી નથી.

મનુષ્યને સુખ ઘણું પ્રિય છે, આનંદ ઘણો ગમે છે તેમ છતાં તેને ખરૂં સુખ નથી મળતું, સત્ય આનંદનો અનુભવ નથી થતો, કારણ કે સુખ અને આનંદના ખરા માર્ગે વળતો નથી. તે શરીર સુખને માટે સદોદિત પ્રયત્ન કરે છે, આત્મસુખ મેળવવા કાંઇ પણ પ્રયત્ન કરતો નથી. આત્મસુખ તો મનુષ્ય સત્યથી ચાલે, શુભ વિચારને સેવે, સદાચરણ પાળે, પ્રાણીમાત્રને પોતાના આત્માતુલ્ય માની તેમના પ્રતિ પ્રેમ રાખે, આ જગત્ મિથ્યા છે, એવું જ્ઞાન મેળવે શરીર અનિત્ય છે એમ માને અને આત્મ જ સત્ય છે એમ દઢપણે માની તેને મેળવવા મથે ત્યારે મળે.

આત્મસુખને મેળવવા ઇચ્છનારે સર્વથી પ્રથમ ઉત્સાહી થવુ, આનંદમાં રહેવું, સંસારના પદાર્થેથી લોભાઇ જવું નહિ, અનીતિથી અંતઃકરણને દૂષિત બનાવવું નહિ, સદા પ્રયત્નશીલ રહેવું અને ઉચ્ચ ચારિત્ર્યને પ્રાપ્ત કરવું. જ્યારે આ શરીર, અને સંસારના પદાર્થો સર્વ નાશવંત છે, અને માત્ર આત્મા જ અમર છે તો પછી તે આત્માને ખોળવાનો મુકી શરીર અને તેને માટે ધનાદિ પદાર્થો મેળવવામાં ગાંડા કેમ બનીયે ?

જ્યારે સર્વ પદાર્થો જ નાશધર્મવાળા છે તો પછી શોક શાનો કરવો ? માત્ર આત્મ જ અવિનાશી છે તો તેને શોધવા કેમ પ્રયત્ન ન કરવો ? તેને શોધવા માટે ચારિત્ર્ય ઉચ્ચ બનાવવું. સદા નમ્ર, શાંત અને વિવેકી થઇ આનંદમાં રહેવું આપણો ધંધો પણ નીતિથી કરવો, કદી પણ અસત્ય ન બોલત સદા સત્ય બોલવું આપણા વર્તનની છાપ એવી પાડવી કે તેથી અન્યને ખાત્રી જ થાય કે અમુક માણસ તો આવો જ છે, જેમ કોઇ ચોરી કરનાર મનુષ્ય હોય તો તેને જોઇ લોકો કહેવાના કે તે તો ચોર છે. કોઇ જુઠું

બોલનારને જોઇ કહેવાના કે તે તો જુઠો છે. કોઇ વ્યભિચારીને જોઇ લોકો કહે ના કે જોજો, તે તો વ્યભિચારી છે. તેવા જ રીતે સારા મનુષ્યોએ એવી છાપ પાડવી કે લોકો તેને જોઇને કહી શકે કે તે સારો છે, કોઇ પણ વખતે અમુક ખરાબ કામ તો તે ન જ કરી શકે જેમ કોઇ ન્યાયી ન્યાયાધીશને જોઇ લોકો કહે છે કે: ભાઇ તે તો પ્રમાણિક છે, તેમ લાચ લેનારને લોકો કહેવાના કે તે લાંચીઓ છે તેમ મનુષ્યે સદા નીતિમય જીવન ગાળી પ્રજાને ખાત્રી કરી આપવી કે એ તો નીતિમય જીવન ગાળનાર છે. જ્યારે મનુષ્ય નીતિમય જીવન ગાળી શકે ત્યારે જ તે આત્મસુખ મેળવવાનો અધિકારી બને છે.

સર્વ ધર્મશાસ્ત્રોમાં ઇશ્વરનં ઉપાસના કરવાના માર્ગો બતાવેલા છે, તે બધા માર્ગોમાં સર્વથા પ્રથમ નીતિમય જીવન ગાળવાનું પ્રથમ પગથીયું ગણેલું છે. હિંદુધર્મમાં—ભક્તિ, ઉપાસના યેગ, તત્વ-વિચાર એ સર્વ માર્ગોમાં સર્વથી પ્રથમ સાધન નીતિમય જીવન ગાળવાનું બતાવેલું છે યમ, નિયમાદિનું પાલન કરનાર જ મનુષ્ય આગળ યોગના અંગો સિદ્ધ કરી શકે છે, જો યમ નિયમાદિનું પાલન ન કરે અને આસન પ્રાણાયામ, કે ધારણા ધ્યાન કરવા જાય તો તેને કાંઇ પ્રાપ્ત થવાનું નથી તેમ મનુષ્યે આત્મસુખ મેળવવા માટે સર્વથી પ્રથમ ઉચ્ચ જીવન ગાળવાનો અભ્યાસ કરવો. સદા સત્યનું પાલન કરવું. પરસ્ત્રી સંગ કદી પણ ન કરવો પરધન પથ્થર તુલ્ય માનવું, કદી કામ ક્રોધાદિને વશ ન થવું, સદા શાંત અને આનંદી જીવન ગાળવું. સર્વ પ્રતિ પ્રેમ રાખવા, સર્વનું ભલું કરવું; અને એવા ઉત્તમ ધર્મનું પાલન પોતાના વ્યવહારમાં પણ કરવું, તમે જે ધંધો કરતા હો તે નીતિથી કરો, સદા સત્ય, પ્રેમ અને હિતકર

ભોળો કદી અન્યને દુઃખ દેવા ઇચ્છો નહિ, નિતથી મળે તે ઉપ-
તમારો વ્યવહાર નીભાવો. છતાં ઉત્સાહી અને પ્રયત્નશીલ રહો. આ
પ્રમાણે નીતિમય જીવન ગાળવાનો અભ્યાસ કરવાથી તમે આ-
ત્મસુખ મેળવવાના અધિકારી થશો. જેમ બી. એ. થાય અને પછી
તે રેવન્યુ ખાતામાં દાખલ થાય તો મામલતદાર થાય, એલ. એલ.
બી થાય તો દિવાની ખાતામાં સબજડજ થાય, આઇ. સી. એસ.
થાય તો કલેકટર થઇ શકે છે. તેમ તમે જે પ્રમાણમાં તમારૂં જીવન
ઉચ્ચ બનાવી જેવી લાયકાત મેળવી હશે તે પ્રમાણે તમને સત્ય-
સુખનો અનુભવ થવાનો.

હું બ્રહ્મ છું. તું પોતે બ્રહ્મ છું, એ વેદ વાકયો સાચા છે, તમે
બ્રહ્મની ભાવના કરશો તો તમે બ્રહ્મનો અનુભવ કરશો. આપણા પો-
તાનામાંજ આત્મા રિલસિ રહ્યો છે એ વાત સાચી છતાં જ્યાંસુધી એ
આત્માનો આપણને અનુભવ ન થાય ત્યાંસુધી એ વાત આપણે માની
શકતા નથી. આપણે આપણા આત્માને શોધવા પ્રયત્ન કરવો જોઇએ
પણ એ બ્રહ્મભાવના કરવાનો અધિકાર કયારે આવે છે તે આપણે જાણવું
જોઇએ. વેદાન્તશાસ્ત્ર કહે છે કે સર્વથી પહેલો વિવેક અને વિરાગ
ઉત્પન્ન થવા જોઇએ વિવેકથી આ નિથ્યા છે, આત્મા સત્ય છે એ-
વો વિવેક આપણામાં આવે છે, તે પછી સત્ય આત્મામાં પ્રીત ઉ-
ત્પન્ન થાય અને અસત્ય જગતને મિથ્યા માની તે પ્રતિનો મોહ નષ્ટ
થાય એવો વિરાગ પ્રગટ થવો જોઇએ, એ બે સિદ્ધ થાય પછી શમ,
દમાદિ ષટ સંપત્તિ પ્રાપ્ત થાય છે, તે પછી જ મુમુક્ષુતા એ ચોથું
સાધન સાધવાનો અધિકાર આવે છે, એટલું સિદ્ધ થાય ત્યાર પછી
જ 'હું બ્રહ્મ છું' એ પ્રકારની ભાવના કરી બ્રહ્મને જાણવાનો અધિ-
કાર પ્રાપ્ત થાય છે. પણ અનીતિમય જીવન ગાળી વારંવાર અસ-

ત્ય બોલતાં સંકોચવું નહિ અને 'હું બ્રહ્મ છું' મારામાં આત્મબળ પ્રાપ્ત છે, એવી ભાવના કરવી એ મિથ્યા છે. એવા અનીતિમય જીવન ગાળનારને બ્રહ્મભાવનાની પ્રાપ્તિ થતી નથી અને આત્મસુખ પ્રાપ્ત થતું નથી.

મનુષ્યે સર્વથી પ્રથમ આત્મસુખ મેળવવા માટે નીતિમય જીવન ગાળવા પ્રયત્ન કરવાનો છે. વ્યવહારમાં ગમે તેમ વર્ત્તવું, વેપાર ધંધામાં વારંવાર જુઠું બોલવું, ધન મેળવવા અનેક અનીતિમય પ્રપંચો રચવા, પરસ્ત્રી જોઇ મોહ વશ થઇ જઇ તેની પ્રાપ્તિની ઇચ્છા રાખવી, ચોવીસે કલાક ગમે તે રસ્તે પણ પરધન, પરસ્ત્રીનું ચિંતન કરવું છતાં સ્હવારમાં કલાક અર્ધો કલાક સંધ્યા કરી, દેવ દર્શન કરવા જવું કે માળા ફેરવવી, મંદિરમાં ધક્કા ખાઇ ઇશ્વરની કૃપા મેળવવાની ઇચ્છા રાખવી એ વ્યર્થ છે.

ભલે તમે સંધ્યા કરો, સંયમ સાધો, ખાદી પહેરો, સેવા વૃત્ત લ્યો મંદિરોમાં નિયમસર સ્હવાર સાંજ રણછોડજીનાં કે મહાદેવજીનાં કે માતાજીનાં દર્શન કરો, દર પૂનમે ડાકોર, કે અંબાજી જવાનું વ્રત લ્યો. વર્ષમાં એક દિવસ યાત્રા કરવા જાવ, ત્યાં જઇ દાન કરો બ્રાહ્મણને જમાડો સાધુસંતની સેવા કરો પણ જ્યાં સુધી તમારૂં જીવન તમે ઉચ્ચ અને નીતિમય નથી બનાવ્યું જ્યાં સુધી અસત્યનો ત્યાગ કરી સત્યનું પાલન કરવાનું વૃત્ત લીધું નથી, જ્યાં સુધી તમે પરસ્ત્રીને તમારી મા કે બ્હેન જેવી ગણતાં શીખ્યા નથી. જ્યાં સુધી ધનના લોભમાં પડી અસત્યનો ત્યાગ કરતા નથી, ત્યાંસુધી ઇશ્વર તમારાથી વેગળા છે એમ સમજજો, તમે ગમે તેટલાં બીજાં વૃત્ત કરો, તપ કરો દાન કરો, પણ તમારૂં નીતિમય જીવન તમે જ્યાં સુધી કર્યું નથી ત્યાં સુધી તમારૂં તે સર્વ તપ, દાન. મિથ્યા છે. તે સઘળું ધુળ ઉપર લીંપણ સમજજો.

અત્યારે આપણે ફળની ઇચ્છા રાખનારા થઇ ગયા છીએ. સંધ્યા રોજ કરતા હોઇએ, મંદિરમાં નિયમસર જઇએ છતાં તેનું ફળ કેમ મળતું નથી તેની તાલાવેલી કરતાં શીખ્યા છીએ. પણ એ બધી સત્ક્રિયા તમારા શુદ્ધ વિચાર અને સદાચરણ વગર ફળ આપી શકતી નથી એ સમજી શકતા નથી. શાસ્ત્રો તો અનેક ઉપાસનાઓ બતાવે છે. સદ્ગુરુ તો બ્રહ્મને મેળવવાના અનેક માર્ગો બતાવે છે તો તે પ્રમાણે આપણે ચાલીયે છીએ પણ ફળ ન મળે તો તે સત્ક્રિયાનો વાંક નથી પણ વાંક આપણો પોતાનોજ છે. આપણે મનુષ્ય શરીરને પ્રિય માની આ વ્યવહારભારને વ્હેવામાં એવા લીન થઇ ગયા છીએ કે તેમાં આપણે નીતિથી ચાલીયે છીએ કે અનીતિથી ચાલીયે છીએ તેનું પણ આપણને કેટલીકવાર ભાન રહેતું નથી. માત્ર ધન મેળવવું, ખાવું,પીવું, મોજ ભોગવવી, કામવાસનાને તૃપ્ત કરવી એજ ધ્યાનમાં હોયછે; આપણે કેવું જીવન ગાળીયે છીએ તે ભુલીયે છીએ.

અન્ય મનુષ્યો જેને સારા આચરવિચારવાળા માને છે તેવા પણ ઘણી વર મહા પાપી હોય છે, કેટલાક પૈસાને સત્તાના મદમાં તણાઇ અનાચાર કરતાં ઇશ્વરનો ડર રાખતા નથી, મોટા લક્ષાધિપતિ શેઠીયાઓ પણ જો સારી કમાઇનો સોદો થતો હોય તો સ્હેજ જુઠું બોલતાં અચકાતા નથી સત્તાધીશો સત્તાના મદમાં ગાંડા બની ઇશ્વરને ભૂલી અન્યને કનડતાં ડરતા નથી, બહારથી શાણા જણાતા ધર્મિષ્ટ મનાતા, ધર્મનો ઉપદેશ આપનારા પણ કામવાસનાના દાસ થઇ ભોળી બાળાઓને અનીતિના ખાડામાં નાખતાં ધરાતા નથી. અને આવા મનુષ્યો પણ ઇશ્વરની આરાધના કરે છે, નિયમસર સંધ્યા પુજા કરે છે, દેવ મંદિર બમે વખત ધક્કા ખાય છે, દિવસમાં ત્રણ ચાર વાર નિમાજ પઢતા જણાય છે, અને ઇશ્વરને માનનારા

છે. આવા મનુષ્યોને એ ઇશ્વરની આરાધનાનું ફળ ક્યાંથી મળે! આ ત્મસુખ ક્યાંથી પ્રાપ્ત થાય ?

ખરેખર, આત્મસુખને મેળવવા ભાગ્યશાળી થાય એવાં જીવન ગાળનારા તો કોઇ વિરલ મહાપુરૂષજ જણાશે. અને તેથી જ આપણે જ્યાં જોઇશું ત્યાં ઉપાસનાની સિધ્ધિ ન થવાની ફરિયાદો સાંભળીએ છીએ. મનુષ્ય વ્યવહારમાં પડી ધન, સત્તા, વૈભવના મદમાં એવા રચી પચી રહે છે કે તેને તેના ભવિષ્યનો ખ્યાલ નથી તેને આત્મસુખ મેળવવાની ઇચ્છા છે; છતાં તે મેળવી શકતો નથી કારણ કે પોતાનું પ્રથમ પગથીયું સિદ્ધ કર્યું હોતું નથી. અને તે હંમેશાં મનુષ્ય જીવ બનીને જ જીવન ગાળે છે. જ્યારે વ્યવહારમાં પડે ત્યારે મરણને ભુલી જાય છે, તેનાં માથા ઉપરજ કાળો નાગ લટકી રહ્યો છે, તે ક્યારે તેના જીવનનો અંત આણશે તેની તેને ખબર નથી, છતાં મરણના મુખમાં જતાં જતાં પણ અસત્ય બોલતાં, અન્યને દુઃખ દેતાં જરા પણ અચકાતો નથી, આવા જીવોની દુર્દશા થાય એમાં તેનો પોતાનો જ વાંક છે.

આમ છતાં તમારે ગભરાવાનું નથી, તમે જીવ નથી પણ શિવ છો એ ભૂલવાનું નથી, તમે 'અહં બ્રહ્માસ્મિ' 'હું પોતે જ બ્રહ્મ છું' એવી ભાવના કરી તમારામાં બ્રહ્મત્વ પ્રકટાવી શકો એવા છો, માટે ઉત્સાહી થજો, પ્રયત્નને ન છોડશો, કમાયેલું ધન અહીં રહેશે. બાગ બગીચા, મ્હેલો અહીં રહેશે, પણ તે મેળવવા માટે તમે જેવા પ્રકારનુ કર્ત્તવ્ય કર્યું હશે તે કર્ત્તવ્યનું ફળ તમારી સાથે રહેશે. માટે સદા નીતિથી વર્ત્તવું, ઉચ્ચ જીવન ગાળવું અને ચારિત્ર્ય નિર્મળ બનાવવું જો તમારૂં ચારિત્ર્ય નીતિમાન હશે, સત્ય, દયા, પ્રેમ એ તમારા જીવનમાં ઓતપ્રોત થઇ ગયેલાં હશે તો તમે આત્મસુખ

મેળવવા જે થોડો પણ પ્રયત્ન કરશો તેનું સાચું ફળ તમને જરૂર મળશે જ જો તમારૂં હૃદય પવિત્ર હશે તો તેમાં તમને તમારા આત્માનાં દર્શન થશે, પણ જો તે હૃદયને તમારાં અસત્ય આચરણ-થી, અનીતિમાન જીવનથી કાળું બનાવી દીધું હશે તો પછી તમે ગમે તેટલી ભાવના કરશો, ગમે તેટલી માળા ફેરવશો કે ગમે તેટલી વાર દેવમંદિરે જઇ દર્શન કરશો તો તે સઘળું વ્યર્થ જશે.

ભલે ધંધો કરો, ધન કમાવ, વ્યવહાર સેવો પણ તે સર્વ નીતિથી,ન્યાયથી, સત્યથી અને પ્રેમથી સેવો. તમે ગમે તે ધંધો કરવા છતાં પણ આત્મસુખને મેળવવાનો ધંધો ભૂલતા નહિ. જ્યાં સુધી તમને આત્મસુખના સામર્થ્યનું ભાન નથી ત્યાં સુધી જ તમને અન્ય ધંધા સુખપ્રદ જણાશે પણ જ્યાં તમારામાં શુદ્ધ ચરિત્રથી ઉપાસનાથી અને સત્યાચરણથી આત્માની ચણગારીયો ફુટવા લાગશે ત્યાં તમને તેના સુખ આગળ સર્વ સુખ ઝાંખાં જણાશે. વ્યવહારના આનંદ કરતાં આત્મસુખ પ્રાપ્તિનો આનંદ તમને અવર્ણનિય સુખનુ ભાન કરાવશે. પણ તે ક્યારે કે તમે તમારૂં જીવન ઉચ્ચ બનાવી દેશો ત્યારે. જેમ સુવર્ણને ભઠ્ઠીમાં તપાવી તેનો મેલ બાળી ગાળી કુંદન બનાવાય છે, ત્યારે પછી તે શુદ્ધ સુવર્ણ ગણાય છે, તેમ તમારામાંથી પણ અનીતિમય અશુદ્ધ આવરણો જતાં રહેશે તો તમે શુદ્ધ પવિત્ર અને નીતિમય જીવન ગાળતા થશો, એટલે તમારૂં હૃદય પવિત્ર બનશે, પવિત્ર હૃદયમાં તમને તમારા આત્માનાં દર્શન થઇ શકશે.

જેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરવી છે તેણે પ્રથમ વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ અને મુમુક્ષુતા એ ચાર સાધનને પ્રથમ સંપાદન કરવાં જોઇએ. એ ચાર સાધનને પ્રથમ પ્રાપ્ત કર્યા વગર તેને બ્રહ્મ-વિદ્યાની પ્રાપ્તિ થતી નથી. આ ચાર સાધનોને સિદ્ધ કરવા કામ

ક્રોધાદિ અંદરના શત્રુને જીતવા જોઇએ. ક્રોધ એ મનુષ્યોનો શત્રુ છે. નિષિદ્ધ કર્મમાં ક્રોધને લીધે પ્રવૃત્તિ થાય છે. કામનો ક્રોધ પુત્રરૂપ છે. એ કામક્રોધરૂપ મહા બળવાન શત્રુઓને પ્રથમ જીતી લેવા ઘટે છે. એ કામ સર્વ પ્રાણીમાત્રને આધીન વર્ત્તાવે છે. સર્વનો શત્રુ એ કામ

કામથી ક્રોધ વધુ બળવાન છે, જેથી કામ અને ક્રોધને જીત્યા છે. વગર બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થતી નથી. કેટલાક અનેક પ્રયત્ને કામને જીતે છે પણ ક્રોધને જીતવો મૂશ્કેલ થઇ પડે છે. એ કામ ક્રોધાદિ શત્રુઓ જીતાય તો વિવેક વૈરાગ્યાદિનો ઉદય થાય છે. અને એ વિવેક વૈરાગ્યાદિ ચાર સાધનો સધાય તો મનુષ્ય આત્મસુખને મેળવી શકે છે.

મનુષ્ય માત્ર સુખને ઇચ્છે છે. એ સુખ મેળવવા માટે જ મનુષ્ય વિષયોમાં ભમે છે પણ ખરૂં સુખ વિષયોમાં નથી. ખરી રીતે આત્મસ્વરૂપનો આનંદ એજ ખરૂં સુખ છે. આત્મસ્વરૂપનો આનંદ જ્યાં સુધી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સત્યસુખ મળી શકતું નથી. વાસનારૂપી જાળ કપાય તો બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય અને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય તો આત્મસાક્ષાત્કાર થઇ શકે. વૈરાગ્યાદિ સાધનો સાધી પછી આત્માસાક્ષાત્કાર કરવા મનુષ્ય અધિકારી થાય છે.

આત્મા અર્થાત બ્રહ્મ, સત્ ચિત, અને આનંદરૂપે જગતમાં વ્યાપી રહેલો છે. આત્મા આનંદસ્વરૂપ છે. પૂર્ણ પરમાત્મામાં સર્વ જગત રહેલું છે, જેમનું અંતઃકરણ શુદ્ધ છે તેમને પરમાત્માના વસ્તવ સ્વરૂપનો અનુભવ થાય છે. મલિન અંતઃકરણવાળા પરમાત્માના સ્વરૂપને જાણી શકતા નથી, પાપકર્મ નિવૃત્તિ થાય તો અંતઃકરણ શુદ્ધ થાય છે. અને શુદ્ધ અંતઃકરણમાં પરમાત્માનો સાક્ષાત્કાર થઇ શકે છે માટે મનુષ્યે હંમેશાં પાપકર્મથી દૂર રહી પોતાના અંતઃકરણને શુદ્ધ કરવા યત્ન કરવો.

આત્મસાક્ષાત્કાર કરવા માટે મનનો નિગ્રહ કરવાની જરૂર છે. મન એજ જીવને ભમાવનાર છે, માટે તેને પ્રથમ વશ કરવું જોઇએ. એ મન જ મનુષ્યને પાપકર્મ પ્રતિ ઘસડી જાય છે, અને તેથી મનુષ્યો વિષયો ભણી આકર્ષાય છે. માટે મનનો નિરોધ કરવો જોઇએ. શુદ્ધ મન અને અશુદ્ધ મન એમ બે પ્રકારનું મન છે, જે વિષયોમાં પ્રીતિવાળું અને સકામ કામ કરનારૂં મન છે તે અશુદ્ધ મન છે. વિષયોના રાગ વગરનું અને નિષ્કામ કર્મ કરનારૂં છે તે શુદ્ધ મન કહેવાય છે. એ અશુદ્ધ મન મનુષ્યને બંધન કરાવનાર છે અને શુદ્ધ મન મનુષ્યને મોક્ષ અપાવનાર છે.

શુદ્ધ મનને જ્યારે વિષયોમાંથી પાછું વાળી વિષયોના મમત્વનો ત્યાગ કરી હૃદયપ્રદેશમાં વાળી ત્યાં તેનો નિરોધ કરવામાં આવે છે, ત્યારે જીવબ્રહ્મનો ભેદ ટળી જાય છે અને આત્માનો સાક્ષાત્કાર થઇ શકે છે નિદ્રામાં મનુષ્ય ઉંઘે છે પણ મન જાગ્રત હોય છે, તેથી તે સ્વપ્નમા અનેક પદાર્થોને ઉત્પન્ન કરી તેમાં રમણ કરે છે. જાગ્રત થતાં સ્વપ્નમાં જોયેલા પદાર્થો મિથ્યા જણાય છે. અત્યારે જાગ્રતમાં પણ અજ્ઞાનને લીધે અનેક વિષયોને સત્ય માની મનુષ્ય તેમાં ભમ્યાં કરે છે. અદ્વૈત છતાં ઇન્દ્રિયોમાં મમત્વના અધ્યાસથી દ્વૈતપણું જણાય છે. એ મનને દ્વૈતભાવથી રહિત બનાવી તેનો અંતરમાં નિગ્રહ કરવો. મનને મનના ધર્મોથી રહિત બનાવી અમનસ ભાવને પમાડવાથી બ્રહ્મસાક્ષાત્કાર થઇ શકે છે.

જ્યારે મન અમનસ ભાવને પામે છે ત્યારે જીવાત્મા સર્વ કલ્પનાઓથી રહિત થાય છે પછી તેને જન્મમરણનો ફેરો ટળી જાય છે, સુષુપ્ત અવસ્થામાં મનનો લય થઇ જાય છે. અને સમાધિ અવસ્થામાં મનનો નિરોધ થાય છે. શુદ્ધ મનમાં અને સુષુપ્તિ અવ-

સ્થાના મનમાં ફેર છે. જ્યારે મન અમનસ ભાવને પામે ત્યારે તેને નિર્વિકલ્પ સમાધિમાં બ્રહ્મસાક્ષાત્કાર થઇ શકે. સમાધિ અને સુષુપ્ત અવસ્થામાં મોટું અંતર હોય છે. સમાધિ અવસ્થામાં જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય ઇત્યાદિ ભેદથી રહિત થયેલું નિરુદ્ધ મન અદ્વિતીય બ્રહ્મસ્વરૂપે બને છે. જ્યારે સુષુપ્તિ અવસ્થામાં અવિદ્યા વિશિષ્ટ ચેતનમાં લય ભાવને પામેલું મન બ્રહ્માકારતાને પામતું નથી,

સમાધિમાં મન ઇંદ્રિયોના ધર્મથી રહિત, અંતઃકરણની વૃત્તિઓથી રહિત અને બાહ્ય સર્વ જગતના ભાવથી રહિત બને છે. સમાધિની અંદર મન કોઇ પણ વિષયને ગ્રહણ કરતું નથી. કોઇ વિષયની કલ્પના કરતું નથી તે સર્વ વિક્ષેપથી રહિત એક બ્રહ્મમાં જ સ્થિર થઇ રહે છે. નિર્વિકલ્પ સમાધિ જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય તથા ધ્યાન અને ધ્યેય ઇત્યાદિ જ્ઞાનથી રહિત હોય છે.

અનંત આત્માઓને પ્રકૃતિ તેમના કર્માનુસાર ભોગ ભોગવાવે છે. તે પ્રકૃતિમાંથી મન પ્રકટે છે, અને તેમાં લયભાવને પામે છે. વૈરાગ્ય પામેલા મનુષ્ય જ્યારે મનને હૃદયમાં રોકી સર્વ વિષયોથી રહિત બનાવે છે ત્યારે મન અમનસ ભાવને પામે છે. અમનસ ભાવને પામેલ મન નિર્વિકલ્પ સમાધિમાં બ્રહ્માકાર પરિણામને પામે છે. માટે મનુષ્યે હંમેશાં મનનો નિગ્રહ કરવો.

ઉત્સાહથી, દૃઢ સંકલ્પથી યત્ન કરવામાં આવે તો મનનો નિગ્રહ થઇ શકે છે. સતત મંડયા રહેવાથી અને ઉત્સાહપૂર્વક દૃઢતા રાખી કાર્ય કરવાથી મહાન કાર્યો થઇ શકે છે. ટિંટોડી જેવા નાના પંખીએ પણ દૃઢ સંકલ્પ અને ઉત્સાહથી મંડયા રહી સમુદ્રને ખાલી કર્યો હતો તો મનુષ્ય જો ઉત્સાહથી દૃઢ સંકલ્પ કરી કોઇ કાર્ય કરવા સતત પ્રયત્ન કરે તો તે જરૂર સિદ્ધ કરી શકે છે, તો મનને વશ

કરવું એ પણ મનુષ્યને અઘરૂં નથી. માટે જેમને આત્મસાક્ષાત્કાર કરવાની ઇચ્છા હોય, તેમણે દૃઢ સંકલ્પથી મનને વશ કરવા, તેનો હૃદયમાં નિરોધ કરવા અવશ્ય પ્રયત્ન કરવો. મન ચંચળ છે, તે નિગ્રહમાં આવી શકે તેવું નથી, છતાં પણ સતત અભ્યાસથી અને વૈરાગ્યથી પ્રયત્ન કરનાર તેને જરૂર વશ કરી શકે છે.

મન લય, વિક્ષેપ અને કષાય એ ત્રણ કારણોથી ભ્રમિત થાય છે. માટે તે ત્રણ કારણોનો અભ્યાસ અને વૈરાગ્યવડે નાશ કરવો. લય એટલે નિદ્રા અથવા આળસ, જ્યારે મનને નિદ્રા તથા આળસ નડે ત્યારે તેને ઉત્સાહ આપવો. ઉત્સાહથી સર્વ કાર્ય સિદ્ધ થઇ શકે છે. વ્યવહારનાં કાર્યો પણ ઉત્સાહથી સાધી શકાય છે. આળસથી મનુષ્ય પ્રમાદી થઇ જાય છે. આળસ અને પ્રમાદનો શત્રુ ઉત્સાહ છે, એ ઉત્સાહનો મનુષ્યો કદી ત્યાગ ન કરવો અને તેનાવડે વ્યવહાર સાધવો તેમજ મનને જીતવા પણ યત્ન કરવો.

કામ અને ભોગની અભિરૂચી થવી તે વિક્ષેપ દોષ છે. આ વિક્ષેપ મનને સ્થિર થવા દેતો નથી પણ ભમાવ્યાં કરે છે. માટે કામ અને ભોગના દોષોથી મનને સ્થિર કરવું. આત્મ અને અનાત્મવાળી વૃત્તિથી રહિતતા રુપ કષાય દોષ મનને ચલિત કરતો હોય ત્યારે અભ્યાસ અને વૈરાગ્યવડે મનને સમજાવવું. અને મનને બહાર વિષયોમાં ભટકતું અટકાવી હૃદયમાં સ્થિર કરવું. ધર્મ શાસ્ત્રના શ્રવણ, મનન અને વૈરાગ્યથી ચંચળ મનનો નિગ્રહ થઇ શકે છે. મનનો જ્યારે નિગ્રહ થાય ત્યારે જ મનુષ્યને બ્રહ્મસાક્ષાત્કાર થઇ શકે છે.

મનોનિગ્રહ એજ ખરૂં કર્તવ્ય છે. સર્વ ધર્મમાં મનનો વિજય કરવાનું હોય છે. જ્યાં સુધી મનુષ્ય પોતાના મનને વશ કરી શકતો નથી ત્યાં સુધી તે વ્યવહાર કે પરમાર્થનાં કોઇ પણ કામ કરી શકતો

નથી. જેનું મન શાંત નથી જેનું મન સ્થિર નથી તેને દાન, યજ્ઞ, તપ, શૌચ, તીર્થ, વેદ શ્રવણ સૌ નિરર્થક છે. આ લોક કે પરલોકનું જે શુભ ફળ છે તે મનના નિગ્રહ વગર કદી મળતું નથી.

આત્મસાક્ષાત્કાર કરવાની ઇચ્છાવાળાએ પોતાના ચંચળ મનને પ્રથમ સ્થિર કરવું જોઇએ. મન જ્યાં સુધી ચંચળ હોય છે ત્યાં સુધી તેને બ્રહ્મ સાક્ષાત્કાર થઇ શકતો નથી પણ જ્યારે મન સ્થિર થાય છે ત્યારે જ તે હૃદયમાં આત્મસાક્ષાત્કારને અનુભવી શકે છે. જે આત્માનો મનોનિગ્રહવડે સાક્ષાત્કાર કરે છે. તેને ફરી જન્મ મરણ ટળી જાય છે. તે પછી આત્મબળને મેળવી આત્માસમાન થઇ રહે છે.

મનની ચંચળતાને લીધેજ આત્મા અનેક સ્વરુપ ધરતો હોય તેમ લાગે છે. માટે મનનો નિગ્રહ કરી શ્રદ્ધા ભકિતથી મનને હૃદય-પ્રદેશપ્રતિ વાળવું ઘટે છે, જ્યારે મનુષ્ય વેદાંત. શ્રવણ શ્રદ્ધા પૂર્વક કરે છે, તેનું વારંવાર મનન કરી મનન કરેલા બ્રહ્મભાવમા ચિત્તવૃત્તિ-ઓના પ્રવાહને નિરંતર વહેવરાવવા રૂપ નિદિધ્યાસન કરે છે ત્યારે તે ચિત્તનો નિરોધ કરી શકે છે ચિત્તને નિરોધ કરનાર મનને વશ કરી શકે છે પછી તે હૃદયકમળમાં રહેલા આત્માની સાથે એકાગ્રતા સાધી શકે છે.

આનંદ સ્વરૂપ સ્વયં જ્યોતિ આત્મા સર્વ અવસ્થાઓથી રહિત છે, છતાં માત્રાને લીધે જાગ્રત સ્વપ્ન, સુષુપ્તિ, અને તુરીય એ ચાર પ્રકારની અવસ્થાઓને પામે છે. નાભિ, કંઠ, હૃદય અને મસ્તક એ ચાર પ્રકારની અવસ્થાઓનાં સ્થાન છે. અંતઃકરણ વિશિષ્ટ જીવાત્મા જ્યારે નાભિથી નેત્ર પર્યંતના પ્રદેશને પ્રાપ્ત થાય છે ત્યારે વિશ્વસં-જ્ઞાને પ્રાપ્ત થનારી જાગ્રત અવસ્થા વાળો કહેવાય છે. જ્યારે કંઠ

પ્રદેશને પ્રાપ્ત થાય છે. ત્યારે તૈજસ સંજ્ઞાને પ્રાપ્ત થનારી સ્વપ્ના-વસ્થાવાળો થાય છે. હૃદય પ્રદેશને પ્રાપ્ત થાય છે ત્યારે પ્રાજ્ઞ સંજ્ઞાને પ્રાપ્ત થનારો સુષુપ્તિ અવસ્થાવાળો કહેવાય છે. સમાધિને લીધે જ્યારે મૂર્છા દેશને પ્રાપ્ત થાય છે. ત્યારે શુદ્ધ આત્મરૂપતાને પ્રાપ્ત તુરીય અવસ્થાવાળો થાય છે. એ જાગ્રતનો વિરાટ, સ્વપ્નનો હિરણ્ય-ગર્ભ સુષુપ્તિનો રૂદ્ર અને તુરીય અવસ્થાનો આત્મા દેવરૂપે ગણાય છે. તુરીયાવસ્થાના દેવરૂપ પરમાત્મા માયાની ઉપાધિવડે કરી સર્વ જગત્ રૂપે થાય છે. કાર્ય કારણભાવથી રહિત, મન વાણીનો અવિષય, સ્વયંજ્યોતિ અને આનંદસ્વરૂપ આત્મા તુરીય અવસ્થામાં શબ્દાદિક વિષય ભાવથી એને મમાધ્યાસથી રહિત હોય છે. સુખ દુ:ખ કે સ્વર્ગાદિની કોઇ પણ ભાવના તેનામાં હોતી નથી.

સ્વયંજ્યોતિ આત્માનો સમાધિ વખતે અનુભવ થાય છે. કાષ્ટમાં જેમ અગ્નિ ગુપ્ત રૂપે હોય છે તેમ સર્વ પ્રાણી માત્રમાં આત્મા ગુપ્તરૂપે ઓતપ્રોત થએલો છે. સ્થુલ, સૂક્ષ્મ અને કારણ શરીરોમાં તો સાક્ષી તરીકે રહેલો છે સર્વ ભૂતોના વ્યપારોને તે જુએ છે. જડ પદાર્થથી વિલક્ષણ હોવાથી ચિદઘન રૂપ કહેવાય છે. આત્મજ્ઞાન શરીર, બુદ્ધિ અને ૐકારના પરિશીલનથી થાય છે. શાસ્ત્રાનુસાર કર્મ અને ઉપાસના કરવાથી બુદ્ધિ શુદ્ધ અને નિર્મળ બને છે. એ પ્રમાણે બુદ્ધિ શુદ્ધ થાય તો અંતઃકરણમાં આત્મજ્ઞાનરૂપી અગ્નિ ઉત્પન્ન થઇ અજ્ઞાનને બાળી નાખે છે. જેથી આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે,

આત્મજ્ઞાન મેળવવા માટે મનનો નિરોધ કરવો. જ્યારે વિષયો પ્રતિનું મમત્વ છુટે ત્યારે મનનો નિગ્રહ થઇ શકે, જ્યારે પાપકર્મમાં જતી વૃત્તિઓ છુટે ત્યારે અંતઃકરણ શુદ્ધ થાય. મનુષ્ય જ્યારે વાસનાઓનો જીતે ત્યાગ તેનું મન નિષ્કામ થાય, અને મન નિષ્કામ થાય ત્યારે જ તે સ્થિર રહી શકે.

અહંતા મમતા, મોહ એ સર્વ મનને ભમાવનાર છે અને જ્યાં સુધી મનુષ્ય મનને ભમાવનાર અહંતા, મમતાનો ત્યાગ કરતો નથી ત્યાં સુધી તેનું મન સ્થિર થઇ શકતું નથી. આત્માનો જ્યાં સુધી સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી મનને ર ર વિષયમાં ભટકતું ખાળવું જોઇએ. વૈરાગ્યથી અને ઇંદ્રિયોના નિગ્રહથી મનને હૃદય પ્રદેશ તરફ વાળવું જોઇએ, જેણે મનને જીત્યું છે તેને દુઃખ કાંઇ પણ કરી શકતું નથી. મનનો ધર્મ સંકલ્પ કર્યા કરવાનો છે. જો મનુષ્ય સંકલ્પ જ ન કરે તો મન ઝટ સ્થિર થઇ શકે.

'હું જીવ છું' એમ માનવું એ મન છે પણ જો તેને બદલે 'હું બ્રહ્મ છું' એમ દૃઢ પણે મનાય તો મન તરત સ્થિર થઇ જાય, હું પૂર્ણકામ હોવાથી રાગદ્વેષ રહિત છું અને વ્યાપક હોવાને લીધે મને કોઇ વસ્તુ સંપાદન કરવાની જરૂર નથી, " એમ જો દૃઢપણે મનાય તો સઘળી તૃષ્ણાઓ શાંત થઇ જાય. એ મનની સત્તા જ સંસારના સૂક્ષ્મ બીજરૂપ છે. જીવને બંધનરૂપ પણ તેજ છે. એ મનની સત્તાને અનુસરવાથી આત્મા પોતાના બ્રહ્મપણાને ભુલીને મલિનજ્ઞાન–જીવભાવને પામેલો છે. દ્વૈષ એ મને કલ્પેલા મેલ છે, રાગદ્વેષ કરનારા પુરૂષને મહા મોહને ઉત્પન્ન કરનારી તૃષ્ણા મૂર્છિત કરી દે છે. એ તષ્ણા રૂપી ઝેરી લતાનાં ફળ દુઃખ ઉપજાવનાર છે, તષ્ણાને વધતાં વાર લાગતી નથી. જેના હૃદયમાં આ તષ્ણારૂપી કાળી નાગણુ વસી રહેલી હોય છે, તેનાં મન અને પ્રાણ સ્થિર રહી શકતાં નથી. વિવેક વગરનાં મનુષ્યોને આ તષ્ણા દુઃખો આપવાનું બાકી રાખતી નથી, મનુષ્યના મનને ભમાવનાર તૃષ્ણા છે, અને તેથીજ હૃદયમાં રહેલા આત્માની સાથે મનની એકાગ્રતા થઇ શકતી નથી.

મનુષ્ય જો સંકલ્પ માત્રનો ત્યાગ કરે તો તૃષ્ણા દેવાથી છુટા

પડાય સંકલ્પ વગરનું મન હોતું નથી, અને મન વિના તૃષ્ણા હોતી નથી, માટે જો સંકલ્પ વગરનું મન બને તોજ તે સ્થિર થઇ શકે. વાસનાનો ત્યાગ કરનારા પુરૂષો મુકત બની સચ્ચિદાનંદ બ્રહ્મનો અનુભવ કરી શકે છે. વ્યવહારમાં આવી મળતાં સુખ દુ:ખોથી જેને હર્ષ કે શોક થતો નથી તે જીવન્મુકત છે. આત્માનો સાક્ષાત્કાર થયા પછી ઇચ્છા કે દ્વેષ જતાં રહે છે. પછી તેનામાં ભય, ક્રોધ હર્ષ, ઇર્ષ્યા કામ કે દીનતા સંભવતી નથી. આ પ્રકારની મનની સ્થિતિ થાય ત્યારે તે આત્મામાં સ્થિર થઇ શકે.

સર્વ વિષય માત્રની અસ્પૃહા રાખવી એ મનને જીતી લેવાનો ઉત્તમ ઉપાય છે. જયાં સુધી મનુષ્યને વિષયોની સ્પૃહા હોય છે ત્યાં સુધી તે દુ:ખી હોય છે. નિરંતરના અભ્યાસથી વિષયો પ્રતિની સ્પૃહા છુટી જાય છે. અને તે માટે યોગ્ય પ્રયત્ન કરવો. વિષય સુખ અનર્થ કરનાર છે એમ સમજી ઇંદ્રિયોનો નિગ્રહ કરવાનો અભ્યાસ કરવો. મનને વિષયોમાં ભટકતું અટકાવી તેને ચૈતન્યમાં જોડી દેવું એ તેને સ્થિર કરવાનો ઉત્તમ ઉપાય છે. આમ છતાં મનને પડી ગયેલી ટેવથી તે વિષયોમાં ભટકવા દોડવાનું. પણ તેને સાવધાનતાથી અને નીરંતર અભ્યાસથી વિષયોમાંથી પાછું વાળી ચૈતન્ય સ્વરૂપ આત્માની સાથે જોડવાનો યત્ન કર્યા કરવો, વારંવાર અભ્યાસ કરવાથી તેનો હૃદયાત્મા સાથે સમાગમ થવાનો.

જ્યાં સુધી હૃદયમાં રહેલા પોતાના સ્વરૂપનું અંતર્દષ્ટિથી અવલોકન થાય નહિ ત્યાં સુધી આત્માનો અનુભવ થતો નથી. માટે મનુષ્યે સર્વ દુ:ખનો ત્યાગ કરવા માટે પોતાના હૃદયમંદિરમાં નિવાસી રહેલા પરમાત્માની સાથે એકાગ્રતા સાધવા મનને સ્થિર કરી, પાપ માર્ગનો ત્યાગ કરી હમેશાં સંયમાદિ સાધનો સેવવાં આ ખરૂં કર્તવ્ય છે.

મનુષ્યે પોતે પોતાના સ્વરૂપને ઓળખવું અને તે માટ પોતાના ભટકતા મનને અંતરાત્મામાં સ્થિર કરવું એ સુખનો ઉત્તમ ઉપાય છે. સુખનો લરસ્તો તો જાણ્યો પણ હવે તે પ્રમાણે અભ્યાસ કરવાની જરૂર છે, મુખથી હું બ્રહ્મ છું એમ બોલવાથી બ્રહ્મભાવ પ્રાપ્ત થતો નથી કેઃ અમે આત્મબળથી વિજય મેળવી લઈશું એમ કહેવાથી આત્મબળ મળી જતું નથી. તે માટે મનને શુદ્ધ કરવું પાપવૃત્તિનો ત્યાગ કરી સરલ અને શુદ્ધ અંતઃકરણ રાખવું, તોજ શુદ્ધ ચિત્તમાં આત્માનો પ્રકાશ પ્રસરી શકે. વિષયરૂપી પંકમાં ભટકનાર મન શુદ્ધ આત્મતત્ત્વને મેળવવા ઇચ્છે તે વાત મિથ્યા છે. આત્મતત્ત્વનો અનુભવ કર્યા વિના આત્મસુખ મળવું મુશ્કેલ છે. માટે તમારામાં રહેલા અખંડ સામર્થ્યને અનંત ઐશ્વર્યને પ્રકાટાવવા, આત્માભિમુખ થવા યત્ન આદરો.

---

જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો.

**મહાત્મા ગાંધીજી** અને હિંદના મહાન નરરત્નો

આ પુસ્તકની અંદર મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીજીનું વિસ્તારથી જીવનચરિત્ર છે, ઉપરાંત દેશના આગેવાન નેતાઓ, લો. મા. તિલક, અરવિન્દઘોષ, સર રવીન્દ્રનાથ ટાગોર, સર ફીરોજશાહ મેહેતા, દેશબંધુ ચિત્તરંજનદાસ, મોતીલાલ નેહેરૂ, પંડીત માલવીયા, દાદાભાઇ નવરોજજી વિગેરેનાં જીવનચરિત્રોનો સંગ્રહ છે. કીં. રૂ. ૧।। તરતમાં માત્ર રૂ ૧) માં મળશે.

ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ.

# પ્રકરણ ૧૯ મું

## આત્મબળને પ્રાપ્ત કરવાની કળા

આજે જ્યાં ત્યાં આત્મબળ મેળવવાની વાતો સંભળાય છે. આત્મજ્ઞાન થયા વગર આત્મબળ મેળવી શકાતું નથી અને જ્યાં સુધી આત્મજ્ઞાન થતું નથી ત્યાં સુધી મોક્ષપ્રાપ્ત થતો નથી. મનુષ્ય જન્મમાં જો કોઇ પણ એક વસ્તુ સિદ્ધ કરવાની હોય તો તે મોક્ષની પ્રાપ્તિ છે. સંસાર મિથ્યા છે એમ તત્ત્વજ્ઞાનીઓ કહે છે. આત્મા જ સત્ય છે એમ અનુભવી જનો કહે છે, એ આત્માનો અનુભવ કરવો એ મનુષ્ય જન્મનું સાર્થકત્વ મનાય છે,

મનુષ્યે આત્મજ્ઞાન વગર મોક્ષની ઇચ્છા રાખવી એ મિથ્યા છે. તેમ આત્મજ્ઞાંન વગર જન્મ મરણાદિ દુઃખોનો નાશ પણ થતો નથી. પ્રાણી માત્ર સર્વ સ્થાવર જંગમરૂપ જગત આત્મારૂપ છે. સર્વમાં આત્માનો નિવાસ છે. આપણામાં તે આત્મા છે, પણ આપણે તેનો અનુભવ નથી કરી શકતા. એ આત્માનો અનુભવ થાય તોજ આત્મબળ મેળવી શકાય,

મનુષ્ય સુખ અને આનંદને ઇચ્છે છે. એ આનંદ અને સુખ માટે મરી મથે છે. વ્યવહારમાં પણ જે વસ્તુ મેળવવાથી સુખ થાય,

જે વસ્તુ મળવાથી આનંદ જણાય તે વસ્તુ મેળવવા તે મથે છે. આપણે આખી જીંદગી સુખની ઇચ્છામાં અને ઇચ્છામાં જ ગાળીએ છીયે, વ્યવહારના પદાર્થો ખરૂં સુખ આપનાર હોય એમ જણાતું નથી. તે પદાર્થો જ્યાં સુધી મળ્યા હોતા નથી ત્યાં સુધી તેમાં સુખ જણાય છે, તે મળ્યા પછી તેથી માનેલું સુખ પાછું નષ્ટ થાય છે, અને વળી બીજા પદાર્થો મેળવવાનું મન થાય છે. કારણ કે ખરૂં સુખ વ્યવહારના પદાર્થોમાં નથી, સર્વ સત્ય સુખનું ખરૂં કારણ તો આત્મા અર્થાત બ્રહ્મ છે. બ્રહ્મ એજ સર્વ પ્રકારના આનંદનું કારણ છે જેથી જ્યાં સુધી બ્રહ્મનો સાક્ષાત્કાર આપણે કરી શકતા નથી ત્યાં સુધી સુખ કે આનંદનો અનુભવ આપણને થતો નથી. કોઇ પણ વખતે આપણને સુખનો અનુભવ થાય, અર્થાત આનંદ જણાય છે, ત્યારે હૃદય હર્ષથી ઉભરાય છે. આપણા હૃદયમાં તેની અસર તરત થાય છે; કારણ કે શરીરમાં હૃદય છે તેમાં જ બ્રહ્મના આનંદનો નિવાસ છે, તેમાં ચિત્તની અંતર્મુખતા થતાં પ્રવેશ કરી શકાય છે. એ હૃદય-મંદિરમાં આ માનો નિવાસ છે, જે વખતે ચિત્તની અંતર્મુખતા થાય છે, ચિત્તની એકાગ્રતા થાય છે તે વખતે હૃદયમંદિરમાં પ્રવેશ કરી શકાય છે, વ્યવહારની કોઇ પણ વસ્તુ પ્રાપ્ત થતાં સ્હેજસાજ ચિત્તની એકાગ્રતા થઇ જાય છે, અને તે વખતે હૃદયમંદિરમાં જેટલો પ્રવેશ થઇ શકે છે તેટલો આનંદ જણાય છે. પણ આ વ્યવહારના પદાર્થો પ્રાપ્ત થવામા ચિત્તની જે એકાગ્રતા થાય છે, તે સ્થાયી હોતી નથી અને તે માત્ર ક્ષણિક હોય છે. એટલે તરત જ મન વ્યગ્ર થતાં મળેલો આનંદ નષ્ટ થાય છે એથી જ વ્યવહારના પદાર્થો પ્રાપ્ત થવામાં ખરો આનંદ મળી શકતો નથી; ખરૂં સુખ પ્રાપ્ત થતું નથી પણ તે માત્ર થોડા વખતનું ક્ષણિક હોય છે,

જ્યાં સુધી ચિત્તવૃત્તિ એકાગ્ર થઇ હૃદયમંદિરમાં સ્થિર થતી નથી ત્યાં સુધી આત્મસાક્ષાત્કાર થઇ શકતો નથી, અને આત્માના સાક્ષાત્કાર વગર આત્મબળ પ્રાપ્ત થતું નથી. અત્યારે આત્મબળ મેળવવાની વાતો કરનારા ઘણા છે, પણ આત્મબળ મેળવવાનો પ્રયત્ન કરનારા ઘણાજ થોડા છે, સ્વરાજ્ય લેવા માટે પશુ બળ સામે આત્મબળને અજમાવવાનાં લાંબાં લાંબાં ભાષણો કરનારા ઘણા થઇ પડયા છે. પણ તેમને ખબર નથી કે આત્મબળ શી રીતે મળે અથવા તેમણે આત્મબળ મેળવ્યું છે કે નહિ?

અસહકારથી આત્મબળ ન મળે, ખાદી પહેરવાથી આત્મબળ ન વધે, ઢેડાને અડકવાથી, અંત્યજો સાથે ખાવાથી આત્મબળ ન મળે પણ નષ્ટ થાય. આત્મબળ તો આત્માનો સાક્ષાત્કાર થાય તોજ મળે, આત્માનો સાક્ષાત્કાર કરવા માટે ચિત્તવૃત્તિઓનો નિરોધ કરી આત્મમંદિર તરફ વાળવી જોઇએ. ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવા માટે વિષય પ્રતિ જતી વૃત્તિઓને રોકવી જોઇએ. વિષયાકાર અંતઃકરણ હોય તો ચિત્તવૃતિઓનો નિરોધ થઇ શકતો નથી પાણીના ધોધમાંથી ઇલેકટ્રિક પાવર ઉત્પન્ન થઇ શકે છે. એ વાત ખરી પણ તે પાણીને જુદે જુદે માર્ગે વ્હેવરાવી દેવામાં આવે તો ધોધ જોસબંધ ન પડે અને ઇલેકટ્રિક પાવર પણ ન ઉત્પન્ન થાય, તેમ આપણા અંતઃકરણની વૃત્તિયોને જો વિષયમાં ભટકતી રાખીયે, તો તે એકાગ્ર ન થાય, અને જ્યાં સુધી તે એકાગ્ર થાય નહિ ત્યાં સુધી તેનો હૃદયમંદિરમાં પ્રવેશ થાય નહિ અને તેથી આત્માનો સાક્ષાત્કાર પણ ન થાય. માટે સર્વથી પ્રથમ અગત્ય ચિતવૃત્તિયો નિરોધ કરવા માટે વિષયોમાં ભટકતા મનને રોકવું. વિષયાકાર વૃતિયોનો નિરોધ કરવા માટે વિષયોમાં ભટકતા મનને રોકવું વિષયાકાર વૃત્તિયોના પાશથી મુક્ત થવું તોજ બ્રહ્માંડરૂપ હૃદયમંદિરમાં પ્રવેશ થઇ શકે છે,

ચિતશુ વિના આત્મસાક્ષાત્કાર થતો નથી અને આત્મ સાક્ષાત્કાર વગર આત્મબળ મળતું નથી માટે આત્મબળ મેળવવા ઇચ્છતા મનુષ્યોએ પ્રથમ ચિત્તશુદ્ધિ કરવી. ચિત્તશુદ્ધિ માટે સવથી પ્રથમ યથાર્થ બ્રહ્મચર્યનું પાલન કરવું એ છે બ્રહ્મચર્ય બ્રહ્મ । સાક્ષાત્કાર થઇ શકે છે બ્રહ્મચર્યના આઠ અંગોનું પાલન કરવું એ બ્રહ્મની પ્રાપ્તિ કરાવ ર બ્રહ્મચર્ય છે. જેમાં ૧ સ્ત્રીનું ચિતન સ્મરણ ન કરવુ, ૨, પરસ્ત્રીના ગુણ કીર્તન તથા તેના સંબંધી વાતો ન કરવી કે ન વાચ ૩ પરસ્ત્રીની સાથે ઘૃતાદિ ન રમવું ૪ પરસ્ત્રીને કામદૃષ્ટિવાળા મનથી પ્રરાયેલા નેત્રોવડે જોવી નહિ. ૫ પરસ્ત્રીના ગુણ અવયવોનું વર્ણન કરતા ૫ ભાષણ ન કરવું. ૬ પરસ્ત્રી સાથે રમણ કરવાના ચિતનરૂપ સંકલ્પને ન કરવા. ૭ પરસ્ત્રી સાથે ક્રિડા કરવાના નિશ્ચયનો ત્યાગ કરવો અને ૮ વિષયની તૃપ્તિ કરનારી ક્રિયાનો ત્યાગ કરવો [illegible] ાઠ અંગોને પાળવા એ ખરેખરૂં બ્રહ્મચર્ય છે, આવા બ્રહ્મચર્યને પાળવું એજ બ્રહ્મસાક્ષાત્કાર કરવાના સાધન રૂપ થઇ શકે છે- આવા ઉત્તમ પ્રકારના બ્રહ્મચર્યને પાળવાથી પ્રાપ્ત થાય તે બ્રહ્માકાર રૂપ પ્રણવનો ખરો અર્થ સમજવો. તે આત્મ સાક્ષાત્કાર કરવાના મૂ [illegible] ગથાયા રૂ છે. તે સિવાય બ્રહ્મમંદિરના દ્વાર ઉઘડતા નથી. આત્મા અવિનાશી અને અકર્તા છે. આત્મા સત્ય વસ્તુ છે. તેનો કદી પણ નાસ થતો નથી. શરીર તો પરાધિન છે શરીરમાં રહેલ [illegible] ાત્મા પરાધિન નથી.

જ્યારે [illegible] ઉંઘે છે ત્યારે શરીર જ્યાંનું ત્યાં [illegible]ડી રહે છે અને મન [illegible] યા ભ[illegible] છે. મનનો સાક્ષી એજ આત્મા છે. શરીર ઉંઘે છે [illegible] મન ભટકે છે, અને એ મનની ક્રિયાને આત્મા જાણે છે [illegible] જ આપણને ઉંઘમાં આવેલા સ્વપ્નની જાગ્રત

થતાં ખબર પડે છે. એ મનનો સાક્ષી તેજ આત્મા. આત્મા અખંડ જ્યોતિરૂપ છે. એ આત્મજ્યોતિનો સાક્ષાત્કાર બહિર્મુખજનોને થતો નથી વિષયમા ભટકનારા મનુષ્યો તો તેના જ્ઞાનથી વંચિત રહે છે. પણ જેઓ વિષયોમાં ભટકતી વૃતિયોનો નિરોધ કરી અંતરમા એકાગ્ર કરે છે તેમને જ તેનો સાક્ષાત્કાર થાય છે, જે મનુષ્યો પાપકર્મો કરનારા છે, શમદમાદિ ગુણો વગરના છે, જેમના મનની સ્થિરતા નથી, જેઓ ચંચળ અને અશ્રદ્ધાળુ છે, તેઓ આત્માનો સાક્ષાત્કાર કદી પણ થતો નથી.

મનુષ્ય પોતે જ બ્રહ્મરૂપ છે, આત્માના બળથી જ તેનામાં ચૈતન્ય રહેલું છે. જેઓ 'હું બ્રહ્મ છું' અને મારાથી ભિન્ન કાંઇ છે જ નહિ એમ દૃઢ બુદ્ધિથી માનનારા છે, તેઓ જ પોતાના હૃદયમંદિરમાં રહેલા આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે. અત્યારે તો જેમના અંતઃકરણ રાગદ્વેષથી ભરેલાં છે, મનુષ્ય બળના અભિમાની થઇ ગયેલાં હોય છે, શમદમાદિ ગુણો તો કિંચિત્માત્ર પણ જેમનામાં નથી તેઓ આત્મબળની વાતો કરનારા થઇ પડયા છે, તેમને સ્વપ્ને પણ આત્મબળનો અનુભવ થતો નથી.

જેમ કોઇ પીંપળાના ઝાડ ઉપર બે પંખીયો સાથે રહેતાં હોય તેમ આ શરીરરૂપી વૃક્ષ ઉપર તત્પદ વાચક ઇશ્વર અને ત્વંપદ વાચક જીવરૂપી બે પંખીયો રહે છે. બુદ્ધિરૂપી ઉત્કૃષ્ટ સ્થાનમાં તેઓ એકઠાં રહે છે, છતાં ભોકતા અભોકતા તથા અલ્પજ્ઞતા અને સર્વજ્ઞતાએ કરી તેઓ એક બીજાથી અત્યંત વિરૂદ્ધ ધર્મવાળાં છે તે બેમાં જીવરૂપી પંખી પુણ્યપાપના સુખ દુઃખરૂપી ફળને ભોગવે છે. અને ઇશ્વરરૂપી પંખી પોતે તે ભોગવતું નથી પરંતુ જીવને ભોગવવાવે છે. તે જીવ જ્યારે વાસનાને છોડે છે ત્યારે બ્રહ્મરૂપ થઇ બેસે છે.

જેમનાં ચિત્ત શુદ્ધ થયેલાં હોય છે. તેઓને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. કર્મ અને ઉપાસનાવડે ચિત્તની વિશુદ્ધિ થાય છે. તેજ બ્રહ્મજ્ઞાનનો અધિકારી થાય છે. જેમનાં ચિત્ત શુદ્ધ થયેલાં હોતાં નથી તેમના હૃદયમાં જેમ મેલા દર્પણમાં પ્રતિબિંબ પડતું નથી તેમ આત્માનો સાક્ષાત્કાર થતો નથી. માટે કર્મ, ઉપાસના અને જ્ઞાન એવો જે ક્રમ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાને છે તે ઉત્તમ છે, તેને અનુસર્યા વગર આત્મ-જ્ઞાન થવાનો સંભવ નથી.

બુદ્ધિ એ મનના સારથીરૂપ છે. શરીર એ રથ રૂપ છે, અને ઇંદ્રિયો એ અશ્વો છે. જેનો બુદ્ધિરૂપ સારથી વૈરાગ્યરૂપી કવચ પહેરી ઇંદ્રિયોરૂપી અશ્વોને મનરૂપી લગામથી કબજે રાખી શરીરરૂપી રથને સીધા માર્ગે લઇ જઇ શકે છે, તેજ આ ભવાટવીમાંથી તરી જાય છે, પણ જ્યારે બુદ્ધિરૂપી સારથીને ઇંદ્રિયો રૂપી અશ્વો વશ રહેતા નથી. ત્યારે શરીરરૂપી રથને તે આ ભવાટવીમાં ભટકાવ્યા કરે છે. અને બુદ્ધિરૂપી સારથી જ્યારે ઇંદ્રિયોરૂપી અશ્વ અને મનરૂપી લગામને કાબુમાં રાખીને આ શરીરરૂપ રથને સન્માર્ગે ચલાવી શકે છે ત્યારે તે શરીર રથદેહ જીવને બ્રહ્મમાં લઇ જઇ શકે છે.

જે સ્થિર બુદ્ધિવાળો અને દૃઢ મનવાળો હોય છે તેજ બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકે છે. અને આત્માના બળને મેળવી શકે છે. જેનું મન ભટકતું હોય છે. બુધ્ધિ સ્થિર હોતી નથી તે અવનવા અખતરા સમજાવી, વારંવાર નિશ્ચયને ફેરવી, પોતે ખાડામાં પડે છે અને અન્યને પણ પાડે છે. આ શરીરમાં હું સુખી છું હું દુઃખી છું એ વિગેરે ભાવોને ઉત્પન્ન કરનાર મન છે, પણ તેને ઉત્પન્ન થવા માટે બુધ્ધિની જરૂર પડે છે. કેમકે નિશ્ચયરૂપી બુધ્ધિ વગર ભાવનાઓ ઉત્પન્ન થતી નથી. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો આ-

કાશાદિ પાંચમહાભૂતોના સારરૂપ છે. અને તેથી તે શ્રોત્રાદિક પાંચ જ્ઞાનેંદ્રિયોના કારણરૂપ છે. શબ્દાદિક વિષયોના ગ્રહણમાં મન જ શ્રોત્રાદિક ઇંદ્રિયોને પ્રવૃત્ત કરે છે. મન વિષયોથી પર છે.

ગીતામાં કહ્યું છે કે: ઇંદ્રિયોથી અર્થ પર છે, અર્થથી મન પર છે. મનથી બુધ્ધિ પર છે, બુદ્ધિથી મહત્વ મહત્વથી અવ્યક્ત પર છે, અને અવ્યકતથી ચેતન પુરૂષ પર છે, એની આગળ કોઇ પર નથી, સર્વ ભૂતમાત્રમાં ગુપ્તપણે રહેલ આત્મા મૂઢ પુરુષોને દેખાતો નથી, પરંતુ અધિકારી પુરુષોને તો તે હૃદયકમળમાં પ્રતીત થઇ શકે છે.

મનજ સુખની પ્રાપ્તિને માટે શ્રોત્રાદિક પાંચ જ્ઞાનેન્દ્રિયોને અને વાગાદિ પાંચ કર્મેન્દ્રિયોને તેમના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે. માટે અધિકારીએ શ્રોત્રાદિક ઇંદ્રિયોને મનમાં લય કરવો. ઇંદ્રિયોનો મનમાં લય થતાં મનથી બાહ્ય વેપારમાં જોડાઇ શકાતું નથી. મન એ બુદ્ધિરૂપી અંકુશથી વશ થઇ શકે છે, અને મન વશ થતાં તે સર્વ જગતને પોતાના જેવું દેખે છે. એટલે સર્વાત્મબુધ્ધિ થતાં બધા વ્યાપારો શાંત પડી જાય છે. અને તે પછી તે પોતાની બુધ્ધિનો આત્માનંદમાં લય કરે છે, એટલે ઇંદ્રિયોને મનમાં, મનને બુધિમાં, બુધ્ધિને સર્વાત્મભાવમાં અને સર્વાત્મભાવને આત્માનંદમાં લય કરી શકાય છે. સુખની પ્રાપ્તિને માટે કર્મેંદ્રિયો તથા જ્ઞાનેંદ્રિયોની શુભાશુભ કર્મમાં પ્રવૃત્તિ થાય છે આ સારૂં છે આ ખોટું છે એ સર્વ મનના વિલાસોને લીધે ઇચ્છા ઉત્પન્ન થાય છે. સુખની ઇચ્છા અને સ્મૃતિ એ મનના ધર્મો છે. એ ચંચળ મન નિશ્ચય રૂપ બુધ્ધિ વગર ઉત્પન્ન થતું નથી. જેને નિશ્ચય થતો નથી તેને ઇચ્છા અને સ્મૃતિ રૂપ જ્ઞાન પણ થતું નથી, માટે બુધ્ધિ જ મનના ઉપાદાન કારણ રૂપ છે. તેથી મનનો બુધ્ધિમાં લય થઇ શકે છે. જેમાંથી જે ઉત્પન્ન થાય છે, તેમાંજ તેનો

લય થાય છે. જેમકે માટીમાંથી ઉત્પન્ન થયેલો ઘડો માટીમાંજ લય પામે છે તેમ મન બુદ્ધિમાંથી ઉત્પન્ન થયેલું હોવાથી તેમાં જ તે લય પામે છે. મનુષ્ય જ્યારે હું બ્રહ્મ છું એવા નિશ્ચયથી બધા પ્રપંચથી મુક્ત થાય છે, જ્યારે એવું જ્ઞાન થાય છે ત્યારે અવિદ્યા નાશ પામેછે.

આ સ્થાવર જંગમ સર્વ જગતનું કારણ માયા છે જેમને બ્રહ્મ-જ્ઞાન થયું છે તેમની પાસે માયા જતી નથી, પણ જેઓ અજ્ઞાનના અંધારામાં ગોથાં ખાનારા છે તેમને માયા અનેક જાતનાં પ્રલોભનોમાં લુબ્ધ બનાવી જગત્‌ની જાળમાં ગુંચવી નાંખે છે. માયા જ પુરુષને બાહ્ય અને અંતર લાલચમાં લલુતા કરાવનાર છે. માટે આત્મબળ મેળવવાની ઇચ્છાવાળાઓએ તેનો ત્યાગ કરવો, અને જેમ કાચબો પોતાનાં અંગોને પોતાના શરીરમાં ખેંચી લે છે તેમ મન વડે ઇંદ્રિયોને ખેંચી લઇ સઘળું હૃદયકમળમાં રહેલા આત્મા વિષે વિલીન ભાવને રમાડવું. એટલે તરત બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. જ્યાં બ્રહ્મસાક્ષાત્કાર થયો ત્યાં કેવળ આનંદ અને સુખજ અનુભવાય છે. જ્ઞાની પુરૂષનો આત્મા સ્થુલ શરીરમાં રહ્યા છતાં પણ પરબ્રહ્મભાવને પામ્યાથી માયાને ખતો નથી, અજ્ઞાની જીવજ વાસના રુપી માયથી આવૃત રહી ફરી ફરીને જન્મ મરણના ફેરામાં પડે છે. માયાની ઘટના અઘટિત છે. માયા મનુષ્યોને, અને દેવોનેજ નહિ પણ પરબ્રહ્મને પોતાને પણ પોતાનામા ભેદ બતાવી જગત્‌ની અનેક પ્રકારની લીલાઓ કરવામાં ઉતારે છે. માયા અનિર્વચનીય છે. માયા અનાદિ ભાવવાળી હેવા છતાં પણ જ્ઞાનથી નાશ પામે છે બ્રહ્મજ્ઞાનથી માયાનો નાશ થઇ શકે છે.

આનંદ સ્વરૂપ આત્મા સર્વ શરીરોમાં અદ્વિતીયરૂપે રહેલો છે, છત ણુ તે મન વાણીનો વિષય નથી. સ્વયંજ્યોતિરૂપ બ્રહ્મનું જ્ઞાન તો કોઇ વિરલા સદગુરુના ઉપદેશથી જ મેળવી શકે છે.

આત્મા કદી નાશ ન પમે તેવો, ઉત્પત્તિ તથા નાશથી રહિત અને અનાદિ છે. હિરણ્યગર્ભની ઇચ્છા રૂપી બુદ્ધિ આ જગત્ જાળ ઉભી કરે છે. માયાના આવરણનો આત્મા બીજરૂપ થઇ આ જગતની ઉત્પત્તિ કરી શકે છે.

પરમજ્યોતિરુપ આત્માનું જ્ઞાન સદ્‌ગુરૂપાસેથી શ્રવણ કરવું, પછી શ્રુતિને અનુકુળ યુક્તિયોથી તેનું મનન કરવું અને ચિત્તવૃત્તિના પ્રવાહને નિરંતર તેની પ્રતિ પ્રવર્ત્તાવવારૂપ નિદિધ્યાસન કરવુ, જેથી આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. ત્યારેજ આત્મબળ પ્રાપ્ત થાય છે. આત્મબળ વાતો કરનારા મેળવી શકતા નથી પણ હૃદયમંદિર પ્રતિ વળવા પ્રયત્ન કરનારજ મેળવી શકે છે. આત્મબળ મેળવવા માટે વિષયોમાં ભટકતી વૃત્તિઓને અંતરમાં એકાગ્ર કરવી. વિષયોમા માનેલ સુખને ખોટું માનવું, વિષયોમાં રચી પચી રહેલા આત્મમંદિર તરફ જઇ શકતા નથી. તેમને તો આત્મસુખ મળતું નથી, તેમને તો વિષયમાંજ સુખ જણાય છે. અને તેથી તે વિષયોને પ્રાપ્ત કરવા પોતાના મન અને બુદ્ધિને પ્રેરણા કરે છે. આત્માનો માર્ગ જુદો છે, વિષયોના માર્ગ જુદો છે. અમદાવાદથી મુંબઇ જતી ગાડીમાંજ બેસવુ પડે, અજમેર તરફ ગાડીમાં બેસી મુંબઇમાં પહોંચવાની આશા ન રાખી શકાય. આત્માનો માર્ગ વિષયોના માર્ગથી જુદો છે. જ્યારે મનુષ્યને વિષયોમાં સુખ જણાતું નથી, વ્યવહારમાં વારંવાર દુઃખનો અનુભવ થય છે ત્યારે જ મનુષ્ય આત્મા અથવા પરમાત્મા સાંભરે છે. વ્યવહારમાં પડતાં દુઃખમથી છુટવા માટે તે પરમાત્માનું ભજન કરવા વળે છે. પણ જ્યાં સુધી વિષયોમાં તેને સુખ જણાય છે, વ્યવહારમાં તેને આનંદનું ભાન થાય છે ત્યાં સુધી તે આત્મા તરફ વળતો નથી. અને વ્યવહારમાં રચ્યો પચ્યો રહે છે.

આપણે દરેક મનુષ્યના વર્તન ઉપર બારીક નજર નાંખીશું તો લગભગ બધાજ વ્યવહારમાં રચીપચી રહેલા લાગશે. સ્હવારથી સાંજ સુધીમાં તે માત્ર પોતાનો વ્યવહાર સાધવાની, ધન કમાવા ઉદ્યોગ ધંધો કરવાની વ્યવહારના પદાર્થો મેળવવાની ગડમથલમાં પડેલો જણાશે તે સવારે કદચ ૦ા કે અર્ધો કલાક સંધ્યા, જપ કે બીજું કાંઇ ઇ-ષ્ટોપાસના નિમિત્ત કર્મ કરતો હશે તો તેમાં પણ વ્યવહારની સિદ્ધિ સર્વોત્તમ પ્રકારે થાય એજ હેતુ હોય છે. અને ઇશ્વર તેને વ્યવહારમાં સર્વ વસ્તુ મેળવી આપે, ધંધાની આબાદી કરે તે હેતુથી તે ઇશ્વરની ભકિત કરતો જણાય છે કે દેવ દર્શને મંદિરોમાં ભટકતો દેખાશે. તે પોતાને આત્માનું જ્ઞાન પ્રાપ્ત થાય, આત્મ સાક્ષાત્કાર થાય એ માટે કાંઇ પણ કરતો હોય તેવું જણાતું નથી. મનુષ્યનું ખરૂ કર્તવ્ય આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનું છે તેને તે ભુલ્યો છે અને વ્યવહારનું જ્ઞાન મેળવવા, વ્યવહારને ઉત્તમ પ્રકારે સાધવા જન્મારો મથ્યાં કરે છે આમ હોવા છતાં આત્મ બળથી અમે આમ લઇશું એવી વાતો કરવી તેને સહેલી લાગે છે.

તમારે જો આત્મબળ મેળવવું હોય તો આત્માનું જ્ઞાન થાય એ માર્ગે વળો. આત્માનું જ્ઞાન થવા માટે વિષયોમાં ભટકતી ઇંદ્રિયો નો મનમા લય કરો અને મનને બુદ્ધિમાં સ્થિર કરી તમારા પોતાના હૃદયમંદિરમાં નિવસી રહેલા પરમજ્યોતિસ્વરૂપ આત્માની નિકટ જાઓ વિષયોમાં જ્યાં સુધી વૃત્તિઓ ભટકયા કરે છે ત્યાં સુધી આત્માનાં દ્વાર બંધ જાણજો

# પ્રકરણ ૨૦ મું

## આત્મબળની પ્રાપ્તિ

આ જગત પરમાત્માથી રચાયું છે શ્રોત્રાદિક ઇંદ્રિયો આત્માથી બહિર્મુખ રહે છે. કામક્રોધાદિક શત્રુઓથી જો ઇંદ્રિયો પરાધીન થઇ બેસે તે તો તે આત્માના સ્વરૂપને જોઇ શકતી નથી શ્રોત્રાદિક ઇન્દ્રિયોને સકામ મન વશ રહેછે અને ઇન્દ્રિયો વિષયોને મેળવવાની દોડ ધામ કરે છે તે વેળા સકામ મન પણ તેની પાછળ ભમે છે, જેથી ઇન્દ્રિયોને વિષયો તરફ જતી અટકાવી તેનો નિરોધ કરવામાં આવે તો મન સકામ મટી નિષ્કામ બની શકે.

ઇંદ્રિયોનો નિરોધ કરવા માટે પુરૂષે શમદમાદિ સદ્ગુણો ધારણ કરવા ઘટે છે. ઇન્દ્રિયો એ મનનાં દ્વાર છે ઇન્દ્રિયો દ્વાર જ મન વિષયોમાં ભટકયાં કરે છે અને જ્યાં સુધી જેનુ મન વિષયોમાં ભટકે છે ત્યાં સુધી તેને આત્માનો સાક્ષાત્કાર થઇ શકતો નથી. આત્મા અંતરાત્મા છે, બહાર ભટકવાથી કાંઇ વળતું નથી. બહારના પદાર્થોમાં જ્યાં સુધી મન ભટકે છે ત્યાંસુધી તે પોતાની ચંચળતા છોડતું નથી મન જ્યાં સુધી ચંચળતાનો ત્યાગ કરી સ્થિર થતું નથી ત્યાં સુધી આત્માનાં દર્શન થઇ શકતાં નથી- મનને સ્થિર કરવા માટે ઇન્દ્રિયોને

સ્થિર કરવા માટે ઇન્દ્રિયોને બહારના વિષયોમાં ન ભટકવા દેતાં તેને અંતરમાં એકાગ્ર કરવી એ પ્રમાણે એકાગ્રતા સધાતાં મનનો નિરોધ થવાનો અને મનને સ્થિરતા પ્રાપ્ત થવાની.

મનને કાંઇને કાઇ કામ જોઇએ છીએ. મન પ્રયત્નશીલ કિંવા ચંચળ છે જો તેને નવરૂં બેસાડી મુકો તો તે વધુ ચંચળ બનવાનું. પણ જો તેને કાંઇ કામમાં જોડી દેઇશું તો તે પોતાનું ધ્યાન તે કામ તરફ જોડશે, છતાં પણ તે પોતાની ચંચળતા છોડતું નથી. તો મનને નવરૂં મુકવા કરતાં કોઇ પણ કામમાં જોડવું. હવે જો તેને વિષયોમાં ભટકવા દઇએ તો તેની ચંચળતા વધવાની પણ તેને વિષયો ધ્યાન કરવામાં જોડીએ તો તેની ચંચળતા ક્રમે કરી નષ્ટ થતાં સ્થિરતા પ્રાપ્ત થવાની. અને તેથીજ વિષયોમાં ભટકતી વૃત્તિયોને પરમાત્મા તરફ વાળવા માટે દરરોજ પા અર્ધો કલાક સંયમ સંધ્યોપાસના, ભજન, કિર્તન વિગેરે સત્કર્મો કરવાનું શાસ્ત્રો અને સત્પુરૂષોએ વિધાન કરેલું છે.

જેઓ રાત દિવસ સંસારમાં રચી પચી રહે છે, ઉદ્યોગ ધંધો કરે છે, વિષયોને મેળવવાની ચિંતા સેવ્યા કરે છે અને પોતાના અંતરાત્માના જ્ઞાનને સંપાદન કરવા માટે થોડો સમય પણ કાઢતા નથી, તેમનું મન વિષયોમાં જ ભટકતું હોવાથી તમને આત્મા કે પરમાત્માના જ્ઞાનનો લાભ મળી શકતો નથી. જેમને પોતાના અંતરાત્માનું જ્ઞાન મેળવવું છે જેમને ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો છે તેમણે તો શરીરનિર્વાહ પુરતો વ્યવહાર સેવી પછી વિષયોમાં ભટકતી ઇંદ્રિયોને પોતાના અંતરાત્મા તરફ વાળવી ઘટે છે, અને તેને માટે સત્શાસ્ત્ર શ્રવણ તેનું મનન, અને નિદિધ્યાસન એ વિગેરે સાધનો દ્વારા પોતાનું ચિત્ત ઇશ્વરમાં જોડવું ઘટે છે.

ઇંદ્રિયોદ્વારા જેનું મન વિષયોમાં ભટકતું હોય છે તેને આત્મ જ્ઞાન થતું નથી ઇંદ્રિયો એ એક જાળ સમાન છે. અને મન મત્સ્ય જેવું છે, જેમ નદીનું કે તળાવનું માછલું જાળમાં નાંખેલા લોટને ગ્રહણ કરવા માટે માછીએ નાંખેલી જાળમાં ભરાય છે અને લોટની લાલચે પાછું ન નીકળતાં પ્રાણ ખુવે છે તેમ વિષયોની લાલચથી મન ઇંદ્રિયોરૂપી જાળમાં ફસાય છે. ઇંદ્રિયો તેને વિષયોમાં લપટાવે છે અને અંતે મત્સ્યની માફક આ ભવબંધનમાંથી છુટી શકતું નથી માટે જેમને ખરૂં સુખ અને પરમાત્માનું જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તેમણે તો વિષયોમાંથી ઇન્દ્રયોને પાછી વાળી નિરોધ કરવો. મનને વશ કરી આત્મચિંતનમાં યોજવું અને બહાર ભટકતી વૃત્તિઓને અંતરમા એકાગ્ર કરવી. આત્મચિંતનનું ફળ નિત્ય છે. જેમ કુવાકાંઠાના એક પત્થર ઉપર વારંવાર દોરડાનો ઘસારો થતાં પથ્થર પણ ઘસાઇ તેમાં કાપા પડે છે. જેમ લોખંડને લોખંડ ઘસવાથી અગ્નિ ઝરે છે તેમ મનને વારંવાર આત્મચિંતનમાં જોડવાથી આત્મજ્યોતિ પ્રકટે છે, આત્મજ્ઞાન થાય છે. અને આત્માની દિવ્યજ્યોતિનાં દર્શન થતાં આત્માની અણમૂલી શક્તિઓ પુરૂષમાં પ્રકટ થાય છે.

કર્મ, ઉપાસના. જ્ઞાન એ સર્વ આત્મચિંતનનાજ જુદા જુદા માર્ગો છે. ભક્તિથી પરમાત્મા વશ થાય છે; યોગથી સમાધિજ્ઞાન પ્રાપ્ત થાય છે અને તત્વવિચારથી બ્રહ્મનો અનુભવ થાય છે; તે બધા માર્ગો ભલે જુદા જુદા દેખાતા હોય છતાં તે સર્વમાં વિષયોમાં ભટકતી વૃત્તિઓને અંતરમાં એકાગ્ર કરી આત્મચિંતન કરવાનું વિધાન હોય છે. સર્વ માર્ગનો માત્ર આત્મચિંતનમાં સમાવેશ થઇ જાય છે માટે પરમાત્માને ઓળખવા માટે પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવા આત્મા પરમાત્માનો સાક્ષાત્કાર કરતો આત્મચિંતન કરવું એ સર્વોત્તમ ઉપાય છે.

કોઇ પણ ઇમારત ચણવા માટે તેનો પાયો પ્રથમ મજબૂત ચણવો જોઇએ. પાયાની મજબુતી ઉપર મકાનની મજબુતીનો આધાર છે. પાયો મજબુત ન હોય તો ઉપરનું ગમે તેવું મજબુત મકાન પણ ભોંય ભેગું થઇ જાય છે તેમ આત્મચિંતન કરનારને પણ પોતાના ચારિત્ર્યને ઉત્તમ બનાવવું એ સર્વથી ઉત્તમ કાર્ય પાયો મજબુત કરવાનું છે ચારિત્ર્ય ઉચ્ચ કરવા માટે વિષયોમાં ભટકતા મનનો નિરોધ કરવો; સત્યનું પાલન કરવું વિષયોથી લોભાઇ અનીતિ કરવી નહિ; અનીતિમાન મનુષ્યો પરમાત્માનું જ્ઞાન મેળવી શકતા નથી, તેમનો પાયો રેતી ઉપર ચણેલો માનવો અને જેઓ વિષયોને વિષવત જાણી ત્યજનારા છે તેમનું ચારિત્ર્ય ઉચ્ચ ઘડાય છે, તેમને વિષયો લોભાવી શકતા નથી. તેમને તો માત્ર આત્મચિંતન એ એક જ ચિંતન, આત્મસાક્ષાત્કાર એ એકજ ધ્યેય હોય છે.

જેમ અગ્નિને ઉધેઇ સ્પર્શ કરી શકતા નથી તેમ જેને ઇષ્ટ ધ્યેય, અને ઉપાસ્ય આત્મા છે જેઓનું ચિત્ત પરમાત્મા તરફ વળેલું હોય છે તેમને વિષયો લોભાવી શકતા નથી. વિષયોમાં લોભાય તો આત્મજ્ઞાન ન મળે આત્મજ્ઞાન જોઇતું હોય તો વિષયો છોડવા જોઇએ. આ બે માર્ગ છે, વિષયોમાં રચી પચી રહેલા વિષયી મનુષ્યોને ઇશ્વરના મહિમાનું ભાન હોતું નથી.તેમને ઇશ્વરના અલૌકિક સામર્થ્યનીખબર હોતી નથી.

પારસમણિ અને કાચનો કકડો એ બેમાં મૂર્ખ માણસને તફાવત ન લાગે પણ ઝવેરી અર્થાત વિદ્વાન મનુષ્ય તો જરૂર પારસમણિ અને કાચને પારખી શકે છે. જેને પારસમણિ મેળવવાનો દૃઢ નિશ્ચય છે તે પછી કાચના કકડાથી શા માટે લોભાય? જેને કાચના કકડાનો લોભ છે તેને પારસ મણિ શી રીતે મળે ? આત્મારૂપી આ

મૂલ્ય પારસમણિને મેળવવાની જેમને ઇચ્છા છે તે પછી વિષયો કે જે કાચના કકડા જેવા ક્ષણિક છે તેમાં કેમ લોભાય? જો વિષયોમાં ફસાયા તો આત્માનાં દર્શન આ જન્મે નજ થવાનાં. તમારા સ્વરૂપનો સાક્ષાત્કાર તમે નજ કરી શકવાના. જો વિષયોમાં ભટકતી વૃત્તિયોને રોકી વિષયોને વિષવત માન્યા તો જરૂર તમારી વૃત્તિયો આત્મચિંતન પ્રતિ વળવાની.

આ સઘળું જગત એ માત્ર આત્માનો વિલાસછે. જગત નાશવંત છે, વિષયો ક્ષણિક છે માત્ર બ્રહ્મ અર્થાત આત્મા જ અવિનાશી છે. માટે સમજુ મનુષ્યો તો સર્વ સુખ જેમાં સમાયેલું છે એવા આત્માનાં દર્શન કરવા માટે જે પુરૂષાર્થ કરવો તેને જ ખરો પુરૂષાર્થ માને છે, આત્માનું આ શરીરની બહાર દર્શન થઇ શકતું નથી, છતાં ઘણા પરમાત્માને પોતાના દેહની બહાર શોધવા મથે છે, જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાનો સાક્ષી ચૈતન્ય પરમાત્મા જ છે, તે પરમાત્માને આત્મા માની તેમાં પરમાનંદ લેવો. પરમાનંદને પ્રાપ્ત કરવા ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો એજ મનુષ્ય જન્મનું સાર્થકત્વ છે.

આ સંસાર કરોળીયાની જાળ જેવોછે. જેમાં ન ગુંચાતાં પરમાત્મામાં મન પરોવી દેવું, આત્મચિંતનમાં મનને જોડવું એ પરમકર્ત્તવ્ય છે. આત્મા કાંઇ મન કે વાણીનો વિષય નથી. જેથી તેનું પોતાના હૃદયમંદિરમાં ચિત્ત જોડી ચિંતન કરવું, વિષયોમા ભટકતી વૃત્તિયોનો અંતરમાં એકાગ્ર કરવી, વિષયોમાં લોભાવું નહિ: તો આત્માનું જ્ઞાન થઇ શકે છે.

આત્મા પરમાનંદરૂપ છે, આ પરમાત્મા જીવ રૂપે મનુષ્યોના હૃદયમાં રહે છે એ હૃદયમાં રહેલા જીવરૂપે જણાતા આત્માને જે જાણી

શકે છે તે જ સર્વ જાણવાનું જાણી શકે છે, એ આત્મા સ્વયંજ્યો-તિરૂપ છે. જીવને જ્યારે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે તેનો મોક્ષ થાય છે ત્યારે તેને બ્રહ્માનંદનો અનુભવ થાય છે આત્માના વિચાર કરનારા આત્મચિંતન તરફ વળે છે; વિષયોના વિચાર કરનાર સંસા-રની જાળમાં ફસાય છે જ્યાં સુધી આપણી વૃત્તિઓ વિષયોમાં ભટકે છે ત્યાં સુધી આપણે મનુષ્યભાવને પ્રાપ્ત હોઇએ છીએ ત્યાં સુધી જ જીવના અલ્પજ્ઞાનના ધર્મો આપણામા હોય છે. જ્યારે આપણે પર-માત્મા તરફ વળી વિષયોમાં ભટકતી વૃત્તિયોને આત્માભિમુખ કરીએ છીએ ત્યારે આપણે જીવભાવને ભુલી આત્મજ્ઞાન મેળવીએ છીએ,

જ્યાં સુધી આપણા શરીરમાં રહેલ આત્માને પોતાના સ્વરૂપનું જ્ઞાન થતું નથી ત્યા સુધીજ આ સંસારના સુખ દુઃખોનો અનુભવ થાય છે, જાગ્રતમા શરીરને દુઃખનાં પ્રસંગો અનુભનાય છે, સ્વપ્નમાં સુખ દુઃખનો ભાસ મનને લીધે અનુભવાય છે, પણ સુષુપ્તિમ. તેવું દુઃખ અનુભવમાં આવતું નથી. આપણું શરીર સ્થુળ, સૂક્ષ્મ અને કારણ એમ ત્રણ જાતનુ ગણાય છે, સ્થુલ શરીર તો આપણે પ્રત્યક્ષ અનુ-ભવીએ છીએ. અજ્ઞાનરૂપ કારણ શરીર પણ સ્થુલ સુક્ષ્મ શરીર દ્વારા જીવના દુઃખનું કારણ થાય છે. સૂક્ષ્મ શરીર અજ્ઞાનરૂપ માયા-ના કાર્ય જેવું છે, જેથી માયારૂપ કારણના નાશ વગર તેના નાશ થતા નથી. સ્થુલ શરીર ધારણ કર્યા વગર સૂક્ષ્મ શરીર ભોગ ભોગવી શકતું નથી માટે સ્થુલ શરીરમાં જ આત્મા પ્રત્યક્ષ થઇ શકે છે.

આ શરીર એ નગર જેવું છે અને તેમા રહેલો જીવાત્મા રાજા જેવો છે, આ શરીરના બે આંખો, બે નાક, બે કાન એક મુખ એ સાત છિદ્રો ઉપર એક વાયુ તથા ઉપસ્થ એ બે દ્વાર નીચે મળી નવ દ્વાર છે. અને નાભિ મધ્યે છે, તથા મસ્તકમાં બ્રહ્મરન્ધ્ર છે.

એ બે દ્વાર મળી અગીયાર દ્વાર ગણાય છે, એ બ્રહ્મરન્ધ્ર નામના અગીયારમા દ્વારમા સુષુમ્ણા નાડીરૂપ સરસ્વતીનો વાસ છે, એ સુષુમ્ણા નાડી મારફતે બ્રહ્મરંધ્રમાંથી આ શરીરૂપ નગરને છોડી યોગીઓ દેવયાનમા થઇ બ્રહ્મલોકમાં જાય છે.

એ શરીરરૂપી નગરમાં ઇંદ્ર, અગ્નિ આદિ દેવતાઓનો નિવાસ છે, આત્માને જ્યા સુધી માયાનું આવરણ હોય છે ત્યાં સુધી તે જીવભાવને પામી શરીરરુપી નગરમા રાજ્ય કરે છે. અને માયાના આવરણને લીધે તેને સુખ દુઃખનો પણ અનુભવ થાયછે. પણ જ્યારે તે પોતાના સ્વપ્રયત્ને માયાના આવરણને દૂર કરી પરમ જ્યોતિરૂપ પોતાના આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે ત્યાર પછી તે સર્વના સાક્ષીરૂપે બની બેસે છે, અને સુખ દુઃખાદિ ધર્મો પછી તેને અડક્યા કરતા નથી.

આ વાત સુષુપ્તિ અવસ્થામાં સમજી શકાય છે. જ્યારે દુઃખી માણસ પણ નિદ્રામા પડે છે ત્યારે તે જેટલો વખત સુષુપ્તિ દશામાં હોય છે , વખતે તે પરમાત્મામાં લય ભાવને પામવાથી તેને દુઃખની અસર જણાતી નથી, તેમ સુષુપ્તિ અવસ્થામા ઇંદ્રિયાદિકને મુકત આત્મસ્વરુપની શુદ્ધ સ્વરૂપતા સમજવામાં આવે છે.

આત્મા સુખ દુઃખથી રહિત ચૈતન્યઘન છે, તે નિર્વિકાર નિઃસંગ અને આનંદ સ્વરૂપ છે, તે નિત્ય મુક્ત હોવાથી શરીરમાં રહેવા છતાં પણ મુકત છે જે બંધાય છે તે તો મન છે. શાસ્ત્રમાં કહ્યું છે કે

**मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः**

અર્થાત મન જ મનુષ્યને બંધ અને મોક્ષના કારણરૂપ છે પરમાત્મા તો મનથી પર છે. આ શરીરમાં રહેલા માયાના આવરણવાળા આત્માને જ્યારે જ્ઞાનથી પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે ત્યારે

તે અવિદ્યારુપ માયાના આવરણનો છેદ કરે છે. શરીર તો આત્માનું અસ્તિત્વ બતાવનારૂ એક ચિન્હ છે, માટે મનુષ્યે પોતાના હૃદયમાં રહેલા પોતાના અંતરાત્માનો સાક્ષાત્કાર કરવા જરૂર પ્રયત્ન કરવો. જેમ બને તેમ આત્મચિંતનમાં વધુ સમય ગાળવો. આત્મચિંતન વગર આત્મ સાક્ષાત્કાર થઇ શકે નહિ. આત્મસાક્ષાત્કાર તો વિષયોમાંથી ઇંદ્રિયોને પાછી વાળી અંતરમાં વાળવાનો રોજ અભ્યાસ રે ત્યારે જ થાય ખરેખર આ જીવનુ શિવ થવું કોને ન ગમે ? સંસારમા ભટકવુ, રાગદ્વેષને વશ થઇ રહેવું અને આત્માનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા રાખવી આત્મબળ વડે પરાક્રમ કરી બતાવવાની ઇચ્છા રાખવી એ નકામી વાતો છે. આત્મબળ મેળવવા માટે આત્મ સાક્ષાત્કાર કરવાની જરૂર છે, તે વિષયોમા ભટકતા ચિત્તે ન થાય. રાગ દ્વેષથી ભરેલા અંતઃકરણવાળાથી ન થાય જીવભાવના અભિમાનથી ઝઝુમવાથી ન થાય, ધર્માચરણનું પાલન ન કરવાથી કાંઇ ન મળે

આત્મા એ દુર નથી તમારી નીકટમા નીકટ છે. તે તમારી નજીક છે, તમારે માથે આત્માના દ્વાર સદા ખુલ્લા છે પણ તમે તેનાથી દૂર ને દુર નાસો છો, તમે તેના પ્રતિ વળો, તમારો હાથ ઝાલવા ઇશ્વર તૈયાર છે, તમે આત્માના દ્વાર તરફ જતા વિષયોમાજ સુખ માની આ સંસારની માયાના આવરણને લઇ આત્માથી દુર ભાગો છો. તમારૂં અંતર પવિત્ર છે, તેને તમે રાગદ્વેષથી દૂષિત બનાવ્યું છે, રાગદ્વેષ સંસારની વાસના છુટે એટલે છુટે એમ છે, વાસના છુટતાં ઇંદ્રિયો અંતરમા એકાગ્ર થવા લાગે છે. નદી જેમ સમુદ્ર તરફ વળે છે તેજ પ્રમાણે ઇંદ્રિયો જ્યાં વાસનાથી મુકત થઇ અંતરાત્મા પ્રતિ વળે છે તો પછી મનુષ્યને આત્મજ્ઞાન થતાં વાર લાગતી નથી.

સમાપ્ત

